# ગુજરાતશાળાપત્ર.







મન.

જગતકર્તા ઈશ્વરે બનાવેલી અનેક ચીજોમાં માણસના શરીરનું બંધારણ તેની ચૈતન્ય શક્તિ, આત્મા, અને મન એ અજાયબ વસ્તુઓછે; તેમણે વિદ્વાનોને ગુંચવણમાં નાંખ્યાછે અને હજી પણ તેમના વિષે ખરી તપાસ થઈ શકી નથી. ધર્મનાઉપદેશકોએ થોડા કે ઘણા, ખરા કે ખોટા, એ વિશેના જ્ઞાનવડે અજ્ઞાન લોકોને આશ્ચર્યતા ઉપજાવીછે. શરીરની અંદરે શું છે આત્મા ને મન શી વસ્તુછે, અને તે કયાં છે, એ જાણવું ઈશ્વરને જણવાના જેવું ઘણું વિકટ છે અને તેજ કારણથી નરસિંહ મેહેતાએ કહ્યું છે કેઃ—

"જ્યાં લગી આતમા તત્વચિન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જુઠી." બીજા વિદ્વાનો અને જ્ઞાતા પણ કહી ગયાછે કે, તું તને ઓળખ; અર્થાત્ તું જો આત્માને જાણી શકયો તો પરમાત્માને જલદી ઓળખી શકીશ. આવુંજ વચન વેદમાં છે, અને ફીલસુફો પણ કહી ગયાછે કે જો ઈશ્વરને ઓળખવો હોય તો પ્રથમ "know thyself" તું તને (પોતાને) જાણ. મન શું છે અને કેવું છે તે વિષે હાલના સુધરેલા દેશના વિદ્વાનો કેવો વિચાર આપેછે તે આપણે જાણવું જોઈએ.

માણસના મન વિષે કાંઈપણ જ્ઞાન મેળવવાના ત્રણ રસ્તાછે.

૧. દુનિયામાં જે હંમેશા જોવામાં આવેછે, કરવામાં આવેછે, અને કરેલાં કામો તથા તેમની નિશાનીઓ અને પરીણામો, એ મન વિષે વિચાર કરવાનો પેહેલો આધાર અથવા પગથીઉં છે. આપણા શરીરની બહારની હાલચાલ ઉપરથી કેટલેક દરજે મનની અંદરની ક્રિયા જાણવામાં આવેછે. એટલે

થતાં ગયા તે સર્વ ભજીને માણસનું મન શી ચીજ છે તે આપણને શીખવે છે.

(૫)　　　　　　　　　　　　　　　　　　　　　　(અંપુરં.)

---

## સિન્દવાદ વહાણ વટીની ચોથી સફર.

---

### સાંધણ.

સિન્દબાદે કહ્યું કે, મારી ત્રીજી સફર પછી મને કંઈ મોજશોખ અને ગમતમાં એવી મજા પડી નહીં, કે જેથી બીજી સફર કરવાનો મને વિચાર ન સૂજે. વેપાર કરવાનું તો મારામાં જાણે ભૂતજ ભરાયું હોય, તેથી હું પાછો તે વેપાર રૂપી ભૂતને, અને નવી નવી ચીજો જોવાની જે મારી ઇચ્છા, તેને તાબે થયો. તેથી મેં મારું કામ કાજ આટોપી લીધું, અને જે જે જગાએ મેં વેપાર કરવાનો વિચાર રાખ્યો હતો, તે તે ઠેકાણાને લાયકનો માલ ભરીને પ્રવાસ કરવા નિકળયો. મેં ઇરાનનો માર્ગ પકડ્યો. તે દેશના કેટલાએક પ્રાંતોમાં મુસાફરી કરીને એક બંદર આગળ આવી પહોંચ્યો, જ્યાંથી હું વહાણે ચઢ્યો. અમે વહાણ હંકાર્યું, અને તે દેશના કેટલાએક બંદરો, અને પૂર્વ તરફના બેટો આગળ થોભીને અમે પછી ભર દરીએ પડ્યા, અને પવનનો અકસ્માત એવો તો સપાટો નિકળ્યો કે વહાણના કપતાનને સઢ ચિંથળી લેવાની અને જે ભયની ધાસ્તીમાં અમે આવી પડ્યાં હતાં, તેનો અટકાવ કરવાના જરૂરજોગા ઉપાય યોજવાની જરૂર પડી, પણ સઘળું મિથ્યા; અમારી મેહેનત ફોકટ ગઈ, સઢોના હજારો ચીંથરે ચીંથરાં થઇ ગયાં, અને વહાણ ખાડા ઉપર ચઢી ગયું; તેથી ઘણાએક વેપારીઓ અને ખલાસીઓ ડુબી ગયા, અને વહાણનો ગરક માલ સઘળો થઇ ગયો.

કેટલાએક વેપારીઓ અને ખલાસીઓ લગતું મને ભાગ્ય નશીબે એક પાટીયું હાથ લાગ્યું, અને પાણીની તાણમાં અમારી આગળ એક બેટ હતો ત્યાં અમે તણાઈ ગયા, ત્યાં અમને ફળફળાદિ અને મીઠાં પાણીના ઝરણો મળી આવવાથી અમારી જીંદગી બચી, અને અમારી આ આફતથી અમે એટલા તો નાશીપાસ થયા હતા કે અમારે હવે શું કરવું, તે બાબતનો વિ-

આર કીધા વિના, અગને હબશીઓએ જે જગ્યાએ રેકયા હતા, ત્યાંજ આખી રાત કાઢી

બીજે દીવસે જેવો કે સૂરજ ઉગ્યો, તેવાજ અમે ગડેથી ચાલવા માંડયુ, અને બેટમા આગળ ચાલતા અમારી નજરે કેટલાએક ઘર માલમ પડવા લ્યા અમે ગયા; અને જેવાકે અમે ત્યા ગયા તેવાજ અમારી આગળ પાછળ ઘણા જથાબંધ હબશીઓએ આવીને અમને ઘેરી લીધા, તેઓએ અમને પકડયા, અને માહોમાહે અમને વેહેચીને સહુ સહુને ઘેર ભાગે પડતા અમને લઈ ગયા

મને અને મારા પાચ સોબતીઓને એક ઠેકાણે લઈ જવામા આવ્યા, તેઓએ અમને બેસાડી દીધા, અને અમને કઈ વનસ્પતિ આપીને ખાઈ જવાની અમને નિશાની કરવા લાગ્યા તે હબશીઓ પોતે તો તેમાથી કઈજ ખાતા ન હતા, એ વાત ઉપર મારા સોબતીઓ કઈ લક્ષ ન આપતા, પોતાના પેટની હાય સમાવવાનીજ વાત કરવા લાગ્યા, અને ખુબ ધારતા સુધી ખા ખા કરયુ, પણ તેઓએ કઈ ફેટો કર્યો હશે, એવો મને વેહેમ આવવાથી મે તો તેને સ્વાદ સરખો પણ ચાખ્યો નહીં, અને તેથી મને તો ઠીકજ થયુ કારણ કે સેજ વારમા મને માલમ પડયું કે મારા સોબતીઓ ગાંડા તુર બની ગયા, અને તેઓ મને જે કઈ કેહેતા, તેનુ તેમને કઈજ ભાન હોએ એમ દેખાતુ નહી

તે હબશીઓએ પછી તો અમને કોપરેલથી તળેલો ભાત ખવડાવ્યો, અને મારા જે સોબતીઓ દીવાના થઈ ગયા હતા, તેમણે તો તે ખુબ ધરાઈને ખાધો, મે પણ તેમાથી ખાધો તો ખરો, પણ તે ઘણોજ થોડો અમારે વાસ્તે તેઓએ જે દુખદાયક કપટ રચી મુકેલુ હતુ, તે અમને જાણવામા ન આવવા દેવાને અમારી શુધબુધ ઠેકાણે ન રેહે માટે તે હબશીઓએ તે વનસ્પતિ અમને પ્રથમ ખાવાનુ આપી હતી, અને અમને ચરબીદાર બનાવવાને તેમણે અમને ભાત ખવડાવ્યો, કારણ કે તેઓ મનુષ્યાહારી હતા, તેથી જેવા કે અમે ચરબીવાળા થઈએ કે તેઓનો વિચાર અમને ખાઈ જવાનો હતો તેથી મારા જે સોબતીઓને પોતાની હાલતનુ કઈ ભાન ન હતુ,

તેમને તો તે હબશીઓ ખાઈ ગયા; પણ, સાહેબો, મારી તો શુદ્ધ બુદ્ધિ ઠેકાણેજ હતી, તેથી બીજાઓની પેઠે હું તો જાડો થવાને બદલે દીન પર દીન વધારે સુકાતો ગયો, એમ તમે ધારી શકશોજ. ઓ, મારૂં મોત આવશે, ઓ, હું મરી જવાનો, એવીને એવી દેહેશતમાં મારૂં તો ખધું ખાવાનું ઝેર રૂપ થઇ જતું. હું છેક ગળાઇ જવા લાગ્યો; અને તેથીજ હું બચ્યો, કારણ કે તે હબશીઓએ મારા સોબતીઓને મારીને ખાઈ ગયા. પછી મને સુકાઈ ગએલો, પાતળો, અને માંદો જોઇને મારી ખાવાનું બીજા વખત ઉપર મુલતવી રાખ્યું.

એવામાં મને પુષ્કળ છુટ મળતી હતી, તેથી હું જે કાંઈ કરતો તે ઉપર બાગેજ તેઓ નજર રાખતા; અને તેથી એમના ઘર આગળથી છેટે જઇને નાસી જવાની મને તક મળી. એક ડોસાએ મને દીઠો, અને મારા ઈરાદા ઉપર શક આવવાથી પાછો બોલાવવાને તેણે તેનું ચાલે એટલે જોરેથી મને બુમો પાડી; પણ તેની બુમો ઉપરથી પાછો ફરવાને બદલે મેં બેવડા જોરથી ડગલાં ભરવા માંડયાં, અને જલદીથી હું તેની નજર હેઠેથી નિકળી ગયો. તે વેળાએ તે ઘરોની આગળ તે ઘરડા માણસ વગર બીજું કોઇજ હતું નહિ, બીજા બધા બહાર નિકળી પડયા હતા અને તેઓ રાત પડયા વગર પાછા આવે તેમ ન હતું, એ રીત એમનામાં ઘણી ખરી હમેશા દીઠામાં આવતી હતી; તેથી તેઓ મારી પાછળ લાગવા જેવા વખતમાં તેઓ આવી શકનાર નથી, એમ નક્કી જાણીને મેં રાત પડતાં સુધી આગળ ચાલ ચાલ કરયા કરયું, પછી થોડુંજ આરામ લેવાને અને જે થોડુંક ખાવાનું મેં સંભાળથી સાથે રાખ્યું હતું, તે ખાવાને હું અટકયો; પણ હું ઉતાવળોજ પાછો આગળ ચાલવા લાગ્યો; અને જે જે ઠેકાણા વસ્તિવાળા દીસતાં, તેથી તેથી જગ્યાએથી દૂર રહીને સાત દીવસ લગી મુસાફરી કીધી અને ઘણો ખરો નાળીયર ઉપરજ ચલાવતો, તે મને ભુખની તેમજ તરસની જગો પુરી પાડતું. આઠમે દહાડે હું દરિઆ પાસે આવી પહોંચ્યો, ત્યાં એકદમ મારા જેવા ગોરા માણસોને, તે જગાએ પુષ્કળ મરી હતાં, તે એકઠાં કરતાં મેં દીઠા. મેં જાણ્યું કે એ સારા શુકનનાજ ભાવ છે, અને

કંઈ પણ વેહેમ આણ્યા વગર હું તેમની પાસે ગયો.

જે લોકો મરી એકઠાં કરતા હતા, તેઓએ જેવો મને દીઠો કે તેઓ મારી પાસે તરતજ આવી પહોંચ્યા, અને તેઓએ મને અરબીમાં પુછ્યું કે, તમે કોણ છો? અને કયાંથી આવોછો? તેમને હું મારી સ્વભાષામાં બોલતા સંભળીને હું ઘણોજ રાજી થઈ ગયો, અને મારૂં વહાણ ભાગવાના સમાચાર, અને હું હબશીઓના હાથમાં કેવી રીતે આવી પડયો, તે બધી હકીકત મેં તમને કહી ને તેમની જાણવાની ઇચ્છા મેં જમ કરી. તેઓએ કહ્યું કે, "એ હબશીઓ તો મનુષ્યાહારી હોયછે, અને તમે તેઓના નિર્દય પંજામાથી શી અદ્ભુત યુક્તિથી છટકી આવ્યા? જે વાત હું તમને હમણા કહુંછું, તેજ વાત મેં તેઓને કહી સંભળાવી, જેથી તેઓ અજાયબ જેવી રીતે છક થઇ ગયા.

તેઓ મરી એકઠા કરી રહ્યા, ત્યાં લગી હું તેમની સાથેજ રહયો, અને પછી જે બેટમાથી તેઓ આવ્યા હતા, તે બેટ તરફ તેમની સાથે હું ગયો. તેઓ મને તેમના રાજા પાસે લઈ ગયા, તે ભલો શાહાજાદો હતો. તેણે મારા સાહાસિક પરાક્રમોની હકીકત ધીરજથી, આશ્ચર્ય પામતો જાઈને સાંભળી લીધી; અને તેણે પછી મને કપડાં આપ્યાં, અને મારી આસના વાસના લેવાને હુકમ કીધો.

એ બેટ સારી વસ્તીવાળો હતો, તે હરેક પાતે ફળદ્રુપ હતો, અને રાજધાની તો મોટા વેપારનું સ્થળ હતું. મારા ઉપર આફત ગુજર્યા બાદ આ પસંદ કરવા જોગ ઠેકાણું મને ચેન ભરેલું લાગતું હતું, અને એ ઉદાર દીલના પાદશાહાની મારા ઉપર મેહેરબાની હોવાથી મારા સંતોષમાં કંઈ બાકી ન હતું. એ બાબમાં બોલીએ તો એટલુંજ કે, તેની પાસે જે માણસો હતા, તેમાં તેની જેટલી મારા ઉપર મેહેરબાની હતી, તેવી બીજા કોઇ ઉપર ન હતી, અને તેથી દરબાર આતેમાં શેહેરમાં દરેક માણસ કંઇ કંઇ પણ મને ગુણ કરવાને મારી પાછળ ભમતા, તેથી ઘણીજ થોડી મુદતમાં હું પરદેશી ગણાવાને બદલે ત્યાંનો એક વતની જાણે હોઉંની, એમ મનાવા લાગ્યો.

મને એક વાત માલમ પડી; તે મને ઘણીજ વિલક્ષણ તરેહની દેખાઈ. સઘળા લોક (તેમાં રાજા પણ નહીં તેમ નહીં) લગામ અને પાગડાં વિના બેસતા. એથી એક દહાડો મેં એ વાતના ખુલાશો જાણવાને રાજાને પુછવાની છુટ લીધી. પાદશાહે જવાબ આપ્યો કે, તમે અમને એવી એવી ચીજો (લગામ તથા પાગડાં) વિશેની વાત કરોછો કે, તે ચીજોનો ખપ મારા રાજ્યમાં કોઈના જાણવામાં નથી.

હું તરતજ એક કારીગર પાસે ગયો, અને એગીર બનાવવાને મેં તેને એક નમુનો આપ્યો. એટલું થયા બાદ, મેં તેને મખમલ અને ચામડાવતી મઢી લીધું અને સોનેરી કારચોબોનું મેં ભરત તે ઉપર ભરેયું. પછી હું એક તાળાકુંચી બનાવનારને ત્યાં ગયો, તેણે મારી બતાવેલા નમુના મુજબ મને એક લગામ બનાવી આપી, અને પછી તેણે મને કેટલાએક પાગડાં પણ કરી આપ્યાં. જ્યારે એ સઘળું પુરૂં થયું; ત્યારે મેં તે રાજાને નજર કર્યુ અને તેના એક ઘોડા ઉપર પેહેરાવ્યું. પાદશાહ તે ઉપર તરતજ સવાર થયો, અને એ ચીજોથી તે એટલો તો રાજી થયો કે તેણે મને ભારી નજરાણા કરીને પોતે ખુશી થયાના લક્ષણ બતાવ્યો. તેના દીવાન અને તેના દરબારના મુખ્ય અમલદારોને ગાર કરી આપ્યાવિના ચાલ્યું નહીં; તે સઘળાઓએ મને નજરાણા કીધાં, જેથી હું થોડીજવારમાં પૈસાથી તર થઇ ગયો. શેહેરમાંનાં ઉત્તમ વર્ગના લોકોને વાસ્તે પણ મેં એવાં સામાન બનાવ્યાં, તેથી મારી ઘણીએક કીર્તિ અને માન વધ્યાં.

હું રાજાની હજુરમાં ઘણોખરો જયા કરતો, તેથી તેણે મને એક દહાડો કહ્યું કે "સિન્દબાદ, હું તને ચાહુંછું; અને મારી રૈયતમાંથી જેઓ તને ઓળખેછે, તેઓ પણ મારૂં જોઇને તારા ઉપર ભાવ રાખેછે. હું તારી પાસે એકજ વાત માગી લેઉંછું, અને તે તારે આપ્યા વિના ચાલવાનું નથી." મેં કહ્યું કે, "સાહેબ, આપ ખાવિંદની મારા ઉપર કુલ મુખતારીયત છે, તે આપ સાહેબને મારી તાબેદારીની નીશાની દાખલ હું આપ જે કેહેશો, ના કેહેવાનોજ નથી." તેણે કહ્યું કે, "મારૂં મન એવુંછે કે તારે પરણવું, તેથી તારૂં મારા રાજ્યમાં રેહેવાનું થાય, અને તારાં પોતાના દે-

શ વિશે કંઈ વધારે વિચાર ન કરે." મારાથી રાજાની મરજી સામાં બોલવાની છાતી ચાલી નહીં, અને તેથી તેણે તેના દરબારમાંની કુલિન સ્ત્રીઓમાંથી એક ખાનદાનની, રૂપવાન, પતિવ્રતા, અને શ્રીમંત સ્ત્રી મારી વેરે આપી. લગ્નની ક્રિયા થઇ રહ્યા બાદ, હું તે સ્ત્રિ સાથે જઈ રેહેવા લાગ્યો, અને કાંઈક વખત લગી તો અમે પુરા સલાહ સંપથી રહ્યાં. તથાપી હું મારી સ્થિતિમાં સારી પેઠે સંતોષ રાખી રહી શક્યો નહીં, અને તેથી પેહેલીજ તકે નહાસીને પાછો બગદાદ આવવાનો વિચાર કરયો. તે મારા વતનને હું મારી હાલની સ્થિતિ, પછી તે ગમે તેવી લાભકારક હતી, તોપણ હું વિસારે નાખીશકુ એમ ન હતું.

જેવામાં હુ એ બાબતના વિચારમાં હતો, તેવામાં મારા એક પડોશી સાથે મેં ઘણીજ દીલોજાન પ્રીતિ કરી હતી, તેની સ્ત્રી માંદી પડીને મરી ગઈ. તેની આ દુઃખની વેળાએ હું તેને મળવાને અને દીલાસો આપવાને ગયો; અને તેને ગીરફતારીમાં ગરક થઈ ગએલો જોઇને મેં તરતજ તેને કહયું કે, "પરમેશ્વર, તમારું રક્ષણ કરો, અને તમને લાંબી જીંદગી બક્ષો." તેણે જવાબ આપ્યો કે, "હાય, હાય, તમે જે કૃપા મારા ઉપર થાઓ, એમ મરજી દેખાડોછો, તે મને શી રીતે મળવાને તમે ધારોછો? મારે એક કલાક કરતાં તો જાસ્તી જીવવાનું નથી" મેં કહ્યું, "ભાઇ, એવો ગીરફતારી ભરેલો વિચારજ દીલમાં ન લાવો; હું આશા રાખુંછું કે તમે બોલોછો, તેમ થવાનું નથી, પણ હું તમારી સોબત હજુ બીજા ઘણા વરસ લગી ભોગવીશ." તેણે કહ્યું, "તમે લાંબી જીંદગી ગુજારો, એમ હું ઇચ્છુછું; પણ મારે વાસ્તે તો એટલુંજ કે મારો હવે અંત આવ્યોછે, કારણ કે મારે આજરોજ મારી સ્ત્રી સાથેજ દટાવું છે. એ પ્રમાણેનો કાએદાજ અમારા વડાઓ આ બેટમાં સ્થાપન કરી ગએલા છે, અને નિરંતર હમેશા તે મુજબ વર્તવામાં પણ આવેલું છે. મરણ પામેલી સ્ત્રી સાથે તેનો જીવતો ધણી, અને મરણ પામેલા ધણી સાથે તેની જીવતી સ્ત્રી દાટવામાં આવેછે. કોઈ પણ પ્રકારે હું બચું, એમ છેજ નહીં; દરેક માણસે એ કાયદાને તાબે થવું પડેછે."

આ જંગલી રીવાજના હેવાલ તેમને જેવામાં કહી સંભળાવતો હતે, અને જે સાંભળવાથી મને ઘણો ત્રાસ ઉપજે એવી રીતે દેહેશત લાગી, તેવામાં તેના સગાંવહાલા, અને સ્નેહિઓ પ્રેત સંસ્કાર કરવાને એકઠાં મળીને આવ્યાં; તે મુડદા ઉપર, જાણે તે સ્ત્રિનો તે દહાડે લગ્ન દિવશ હોય, એ પ્રમાણે સ્ત્રિનાં અતિશય કીમતી વસ્ત્રાલંકાર તેઓએ પેહેરાવ્યાં, અને તેના સઘળા શંગારથી તેને સજી; ત્યાર પછી તેઓએ તેને એક ખુલ્લી પેટીમાં મુકીને તે ઉચકીને દાટવાની જગાએ તેને લઈ જવા માંડી. તે માણસોની ટોળીને આખરે તેનો ધણી ચાલતો હતો, અને શબ તેની આગળ હતું. તેઓ એક ઉચા ડુંગર ઉપર ગયા, અને ત્યાં આવીને તેઓએ એક ઘણા ઉંડા ખાડા ઉપર ઢાંકેલો એક મોટો પથ્થર ઉપાડ્યો, અને પેલા શબને તેનાં વસ્ત્રાલંકાર તેમજ સંણગાર સહીત પેલા ખાડામાં ઉતારી દીધું. ત્યાર પછી પેલો ધણી પોતાનાં સગાં સ્નેહીઓને ભેટીને કાંઈ પણ અટકાવ કીધા વિના પોતાની મેજે એક બીજી ખુલ્લી પેટીમાં પાણીનું એક વાસણ અને સાત નાની રોટલી સાથે મુકાયો, અને તેને પણ પેલી બયરીની માફક માંહે ઉતાર્યો એ ડુંગર કાંઈક લાંબો હતો, અને તે સમુદ્ર સુધી ઠેઠ પહોંચી વળેલો હતો ક્રિયા પુરી થવા બાદ તેઓએ તે ખાડાને પાછો પેલાં પથ્થરથી ઢાંકી દીધો, અને પછી પાછા ફરયા.

અહંસ્યો, આ પ્રેતસંસ્કારને સમયે સઘળા માણસોમાં માત્ર એકલો હુંજ એક સાગરમાં બુડેલો હતો; એમ મારે તેમને કાંઈ બતાવવાની મને જરૂર જણાતી નથી, એથી ઉલટું એ લોકોમાં તો એ રીવાજ પરાપૂર્વનો હોવાથી તેઓના ઉપર ભાગ્યે જરા પણ અસર થઈ હોએ એ બાબતને લગતો મારો અભિપ્રાય મારાથી રાજાને જણાયા વિના રેહેવાયું નહીં. મેં કહ્યું કે, 'સાહેબ, મુએલા માણસની સાથે જીવતાને પણ દાટવાની રસમ આ દેશમાં જોઈને મને નવાઈ લાગ્યા વિના રેહેવી નથી. મેં ઘણીએક મુસાફરી કીધી છે, અને ઘણા દેશો જોયાછે, પણ આવી નિર્દય ચાલ કોઈ ઠેકાણે દીઠામાં આવી નથી." રાજાએ કહ્યું, 'સિન્દબાદ, એ તમે શું બોલો છો? એતો એક સાધારણ પરાપુર્વનો રીવાજછે. જો મારી સ્ત્રિ મરશે રા

સ્ત્રી મારાથી પેહેલી મરી જાએ તો મારે પણ તેની જોડેજ દટાવું જોઇએ' મે કહ્યું, "પણ હા સાહેબ, એ કાયદા મુજબ પરદેસી લોકોને પણ વર્તવું જોઇએશું" એટલું હું આપ સાહેબ પાસે જાણવા માગું છું' તે રાજા (મારા સવાલનું તાત્પર્ય સમજી જઇને મ્હો મચકાવીને) કેહેવા લાગ્યો કે, "બેશક, જો તમો આ ટાપુમાંજ પરણ્યા હોય તો તમો પણ એ કાયદામાંથી બાતલ નથી"

એ જવાબ સાંભળીને હું ઘણી ગીરફતારીમાં પેઠ ગયો, કારણ કે મારી સ્ત્રી મારાથી પેહેલી મરી જાય અને મારે તેની જોડે જીવતાંજ દટાવું જરૂર છે, એ દેહેશતથી મારા દીલમાં ઘણા શોકકારક વિચારો ઉઠવા લાગ્યા પણ કંઇ ઇલાજ ન હતો, મારે ધીરજ રાખવાની અને ઇશ્વરેચ્છાને તાબે થવાની જરૂર હતી તથાપી મારો બેગ જરા બેચેન થાએ કે મારા પેટમાં મોટો પથર પડતો. પણ અફસોસ! થોડા વખતમાં મારા ઉપર આફતનું વાદળું એકદમ ધસી આવ્યું કારણ કે તે માંદી પડી ને થોડા દહાડામાં મરણ પામી

મને કેટલી દલગીરી પેદા થઇ હશે, તેનો તમે વિચાર કરો, મારા મનને તો જીવતા દટાવું તે મનુષ્યાહારી જંગલીઓના ભક્ષ થઇ પડવા જેટલુંજ અફસોસકારક લાગ્યું પણ મારે એ નિયમને તાબે થવુંજ, રાજા અને તેનો બધો દરબાર એ પ્રેત સંસ્કારની ક્રિયા વેળાએ માન આપવાને હાજર થવાને ચુકયા નહી, અને તેજ મુજબ શેહેરના મોટા મોટા લોકોએ પણ એમજ કીધું જયારે એ ક્રિયાને માટે સઘળું તઇઆર થઇ ચુકયું, ત્યારે તે શબને તેના સઘળા શ્રૃંગાર અને ભપકાદાર પોશાક સહિત પેટીમાં મુકયું શબ મકાન નિકળ્યું, અને આ શોકકારક બનાવમાં મારી બઇરીને દરજજે મારે ભોગવવાનું હતું, તે હું પેલા શબની પાછળ આંસુ ટપકાવતો અને મારા કમનસીબ ઉપર અફસોસના પોકાર મારતો ચાલ્યો પહાડ ઉપર આવી પહોંચતા પેહેલા મે તમાશગીરોના દીલપર અસર કરવાની કોશીશ કીધી [૧]

૧ પ્રથમતો મે રાજાને વિનતી સાથે કેહેવા માંડ્યું, અને પછી જેઓ મારી આસપાસ ઉભેલા હતા, તેમના જબાને માનની બરુચી ડગવાને

છેક ભોંય સુધી નીચે નમી જઇને કેહેવા લાગો કે મારા ઉપર દયાં કરો. મેં કહ્યું કે, "તમે વિચાર કરોકે હુંતો એક પરદેશીછું, અને એ સફાઈ ભરેલા કાયદાને તાબે મને કરવો તમને ઘટતું નથી, અને વળી મારા પોતાના વતનમાં મારે મારી બઇરી છોકરાંછે.' એ પ્રમાણે બોલવાથી કંઈ કારજ સર્યું નહીં. એથી કોઈના દીલપર કંઈજ અસર થવા પામી નહીં; એથી ઉલટું, એમ થયું કે મારી સ્ત્રીને જે પેટીમાં મુકી હતી, તેને પેલા ખાડામાં ઉતારી મુકવાને તેઓએ ઉતાવળ કરવા માંડી, અને પાણીનું એક વાસણ તથા સાત રોટલી સહીત મને પણ તરતજ હોમવાને તેઓ તૈયાર થયા. ટુંકાણમાં કેહેવાનું કે એ પ્રાણ ઘાતક ક્રિયા થઈ રહ્યા બાદ મેં અતિશય અફસોસના પોકાર માર્યા તથા શોકકારક બુમો પાડી તોપણ તેઓએ તે ખાડ ઉપરનું ઢાંકણું ઢાંકી દીધું.

જેવો કે હું તળીએ આવ્યો કે ઉપરથી જે સેહેજ અજવાળું અંદર પડતું હતું, તેથી આ ભોંયરાની ગોઠવણ મેં શોધી કાઢી. એ એક ઘણું બુજ કોતર હતું, અને પચાશેક વામ ઊંડું હશે. મારી આજુબાજુએ જે મુડદાંનો ઢગ પડેલો હતો, તેમાંથી સહન ન થાએ એવી દુર્ગંધ મને તરતજ આવવા લાગી; અરે, મને એમ પણ ભાસવા લાગ્યું કે કેટલાએક તો તેમના આખરનો દમ કાઢતાં હોએ એમ સંભળાતું; એમ છતાં પણ હુ જેવો કે નીચે ગયો, તેવો તરતજ મેં મારી પેટી છોડીને તરતજ મુડદાંથી કાંઈક છેટે જઈને મારૂં નાક પકડ્યું, અને હું જમીન ઉપર આંસુએ નહવાઇ ગએલો ઘણીવાર પડી રહ્યો. પછી આ મારા ઊપર આવી પડેલી આફત ઉપર વિચાર કરીને હું બોલી ઉઠયો કે, "એ વાત તો ખરી કે પરમેશ્વર પોતાની ધારણા પ્રમાણે સઘળી વસ્તુની બ્યસ્થા કરેછે, પણ ગરીબ બાપડા સિન્દબાદ, આવું અજબ જેવું મુત્યુ લાવનાર તારી પોતાનીજ જાત શિવાય કોઇ બીજુંછે વારૂ! જે તોફાનોમાંથી તું ઉગરી આવ્યો, તેમાંના એકાદકમાં તું ગેબ થઈગયો હોત તો, ઓ પરમેશ્વર, કેવું સારું? તે વેળાએ સઘળી બાબતો જોતાં તારૂં મોત આવું ખેંચાયા કરતું અને ત્રાસદાયક નિપજત નહીં. પણ આ બધું તે તારા શ્રાપિત પૈસાના લોભ વડે તેં તારા માથા ઉપર ખેંચી લીધુંછે: આ—

હા, અભાગીઆ દુખી માણસ! તારે શું ઘર આગળ રહીને તારી મજુરીના ફળ શાંત રીતે ભોગવવા ઘટતાં ન હોતાં વારૂ?

એ પ્રમાણે હું નિર્થક શોક કરીને જે કોતરમાં હું પડ્યો હતો, તેમાં ગુસ્સે થઇ જઇને અને નિરાશ બની જઇને મારૂં માથું તથા પેટ કુટ્યાં હતાં અને અતિશય દુખદાયક વિચારોને મેં માર્ગ આપીને શોર બકોર કરી મુક્યો. તથાપી મારે તમને કેહેવું જોઇએ કે એ દુખી હાલતમાં હું મોતને શરણે જઇને ઉભો રેહેવાને બદલે જીવવાને અને મારી જીંદગી રહે તેમ કરવાને હજુ પણ મને મન થઇ આવ્યું. જે પેટીમાં હું અહિંઆ ઉતર્યો હતો, તેમાંથી રોટલા તથા પાણી લાવવાને હું મારૂં નાક દાબીને ફાંફાં મારવા મંડયો, અને મેં તેમાંથી કંઇક લીધું. તે કોતરમાં એટલું તો અંધારૂં હતું કે રાત હશે કે દીવશ હશે, તે જણાઇ શકે નહીં, તોપણ હું ફરી ફરીને મારી પેટી શોધી કાઢતો, અને મને તે કોતર પેહેલા જેટલું મોટું લાગતું હતું, તથા શબથી ભરેલું જણાતું હતું, તે કરતાં વધારે મોટું, અને વધારે મુડદાંથી ભરપુર લાગયું. મેં કેટલાએક દીવશ સુધી તો મારી રોટલીઓ અને પાણીવડે ચલાવ્યું, અને તે થઇ ગયા બાદ આખરે હું મરવાને તયાર થયો.

હું જેવામાં મોત વિશેનો વિચાર કરતો હતો, તેવામાં તે ખાડા ઉપરથી પથ્થર ઉંચકાયાનો મેં અવાજ સાંભળ્યો, અને તરતજ એક માણસનું શબ મુકી દેવામાં આવ્યું. જ્યારે માણસો ચોમેરથી કંઈ કંઈ તરેહની આફતોથી ઘેરાઈ જાએછે, ત્યારે એ તો સ્વાભાવિકજ છે કે તેઓ કંઈ આખરના ઇલાજ કરી લેવાને પણ ચુકતા નથી. જ્યારે તેઓએ બઈરીને માંહે ઉતારી, ત્યારે જે જગાએ તેની પેટી મુકાવાની હતી, ત્યાં હું જઈ પહોંચ્યો, અને મને જેવું માલમ પડયું કે તેઓ તે ખાડાનું મોહો ઢાંકી દેતા હતા, તેવું તરતજ એક મોટું હાડકું મારા હાથમાં આવી લાગ્યું, તેના વતી પેલી કમનશીબ ઓરતને મેં બે ત્રણ સપાટા ફેરવી કાઢયા, જેથી તે બેશુદ્ધ થઈ ગઈ, અથવા સાચું પુછાવો તો તે મરીજ ગઈ. તેણીની પેટીમાં કંઇ રોટલી તથા પાણી હતું, તે માટેજ મેં આ નિર્દય કામ કીધું, અને એ પરમાણે પાછું મારે તો કેટલાએક દીવસનું ખાવું આવી મળયું. જ્યારે એ પુરૂં થયું ત્યારે તે

ઓએ એક મરી ગએલી ઓરતને અને જીવતા નરદને માંહે ઉતાર્યો. મેં એજ પ્રમાણે પેલા માણસને મારી નાખ્યો, અને મારા સારા નશીબને લીધે એ વેળા, એ શેહેરમાં મરો વધારે ચાલી રહ્યો હતો, તેથી એ કારણને લીધે મને ખાવાની તો તંગી પડી નહીં.

એક દીવશે જેવી મેં એક બઈરીને મારી નાખી, તેવામાં મેં કંઈ ચાલતું ચાલતું જાણે કંઈ વા—કાઢતું અને હાંફતું સાંભળયું. મેં જ્યાં આગળથી અવાજ સાંભળયો, તે જગા તરફ ચાલવા માંડયું, અને હું જેવો ત્યાં પહોંચ્યો, તેવીજ તે ચીજ, જાણે મારી પાસેથી નાશતી જતી હોયની તેમ તે વધારે ફુલી અને વા ખેંચવા લાગી. તે અવાજ જે પાસથી આવતો, તે બાજુ તરફ હું જવા લાગ્યો; અને તે ચીજ, કોઈ કોઈ વેળાએ અટકતી હોય એમ દેખાતું, પણ જેવો હું પાસે જવા જતો કે તે હંમેશા નહાસી જતી અને વા કાઢતી. હું તેની પાછળ એટલે સુધી લાગુ રહ્યો કે આખરે મને એક તારાના જેવું અજવાળું માલમ પડયું. તે અજવાળા તરફ જવા લાગ્યો, અને કોઈ કોઈ વેળાએ તો તે મારી નજરે પડતું બંધ પણ થઈ જતું, પણ તે પાછું દેખાતું ખરૂં, અને આખરે મને માલમ પડયું કે, એક સોહેલાઈથી નિકળી જઈ શકે એવું બાકું એક ખડકમાં હતું, તેમાંથી તે આવતું હતું.

એ શોધ પાછળ, એટલી બધી જડપથી, લાગુ રેહેવાથી પણો થાકીને લીધે કાંઈક વાર સુધી આરામ લેવાને હું અટકયો; પછી તે બાકા આગળ આવીને તેની બહાર હું નિકળી ગયો, અને જોહયું તો હું, દરીઆ કીનારે—મને કેટલી બધી ખુશી પેદા થઈ હશે, તેનો ખયાલ કરવાને હું તમને સોંપું છું. એ ખુશી એવડી બધી હતી કે એ વાત ખરેજ ખર બની હશે કે નહીં, એ બાબત હું સંશય લાવ્યા કરતો.

પણ મારી આશ્ચર્યતાનો જોસ નરમ પડયા બાદ, અને એ વાત ખરેજ બની છે, એમ નિશ્ચય થયા બાદ જે ચીજ એટલી બધી ફુલતી હતી અને હાંફતી હતી, તેની પાછળ હું લાગુ રહેલો હતો, તે ચીજ મને માલમ પડી, તે દરીઆમાંથી નિકળી આવેલું એક પ્રાણિ હતું, અને મુડદાને ખાવાને તે બાકામાં રહીને તેને અંદર આવવાની ટેવ પડી હતી.

મેં તે પર્વત નીચા રાખીને જોયો, અને તે સમુદ્ર અને શેહેરની વચ્ચે આવેલો મને જણાયો, પણ તે ઉપર રહીને શેહેર સાથે સંબંધ કરવાને કંઇ રસ્તો કે માર્ગ જડે નહીં, કારણ કે તે દરીઆની બાજુ ઉપરનાં ખડક ઘણાં ટેકરીવાળાં અને સીધાં હતાં. આ દયા ભાવ માટે હું પરમેશ્વરના પાડ માનવાને, કીનારા લાંબો થઇને સાષ્ટાંગ દંડ વત્ પ્રમાણ કીધા, અને પછી એ જવાજે અજવાળે પાણી અને રોટલી લેઇ આવવાને હું પાછો તે કોતરમાં પેઠો, અને એ અંધારા કેદખાનામાં હું જે ખુબથી ખાતો હતો, તે કરતાં વધારે સરસ ખુબથી હું અંદર પેઠો.

ત્યાં જઇને તે સઘળાં મુડદાંના પેટીઓમાંથી હીરાં, માણેક, મોતી, સોનાનાં કંગન, અને કીમતી કપડાં માટે ફાંફાં મારવા લાગ્યો. અને જે જડયાં તે લેઇને હું કીનારે આવ્યો, અને તેની સફાઈ બંધ ગાંસડીઓ જે દોરડાં વતે તે મુડદાંને માંહે ઉતારવામાં આવતાં હતાં, તેજ દોરડાં વતે બાધીને તે મને મેં કીનારા ઉપર મુકી અને વરસાદ પાણીના કંઈ પણ ધાસ્તી રાખ્યા વિનાં (કારણ કે તે વેળાએ ચોમાસાંની રતુ ન હતી) હું કોઇ વહાણ જતું આવતું જોવાને વાટે જોતો બેઠો.

બે ત્રણ દીવસ વીત્યા બાદ, બંદરમાંથી તરતજ ઉપડેલું વહાણ મારા જોવામાં આવ્યું, અને હું જ્યાં હતો ત્યાં આગળ થઇને તે ચાલ્યું. મારા પાઘડીના છેડાથી મેં નીશાની કરી અને મારાથી બની શકે તેટલે મોટેથી તે ઓને બુમો પાડવા માંડી. તેઓએ મારી બુમો સાંભળી, અને મને વહાણ ઉપર લઇ આવવાને તેઓએ મારે વાસ્તે એક હોડી મોકલી, તેવામાં તેમાંના ખારવાઓ મને પુછવા લાગ્યા કે તમે શા કમનશીબે આણી પાસ આવી પહોંચ્યાં. મેં તેમને કહ્યું કે બેજ દીવસ થયા હું વહાણ ભાગવાની આફતમાં આવી પડ્યો છું, અને તેઓએ મારી પાસે જે માલ દીઠો, તે સાથે કીનારા તરફ જવાનું મેં ઢોંગ કીધું. મારા દૈવયોગે એ લોકોએ જે જગા ઉપર હું હતો, તે જગા બાબતનો કંઈ વિચાર મનમાં કર્યો નહીં, તેમજ મેં જે કંઇ તેમને કહ્યું, તે વાતના સંભવિતપણા વિશે પણ તેઓએ કંઈ પુછપરછ કરીજ નહીં; પણ કંઈજ વધારે ગરબડ કીધા શિવાય મારા માલ સાથે

તેઓએ મને તેઓના વહાણમાં લઇ લીધો. જ્યારે હું વહાણ પાસે આવ્યો ત્યારે તે વહાણનો નાખુદા મને બચેલો જોઇને એટલો તો ખુશ થઈ ગયો તેમજ તે પોતાના કામમાં ને કામમાં એટલો તો રોકાયલો રેહેતો કે તેણે પણ મારી વહાણ ભાગી જવા વિષેની બનાવી કાઢેલી વાતને સાચીજ માની ગયો, અને મેં તેને કાંઇક ઝવેરાત આપવા માંડ્યું, તે તેણે ઉદાર દીલથી લેવાની ના પાડી.

અમે કેટલાએક બેટ આગળ રહીને ગયા, અને જો પવન એક સરખો હોય તો સેરેનાદ્વિપથી આશરે દીવશ દસેકની સફર પેલો એલ્સ નામનો દ્વીપ આવેછે, અને કેલથી ત્યાં જતાં છ દીવશ લાગેછે, તે બેટમાં અમે ઉતર્યા. આ બેટમાં સીસાની ખાણો મળી આવેછે, ને તર નિપજેછે, અને ઘણી સરસ જાતનું કપુર પણ જડી આવેછે.

કેલ દ્વિપનો રાજા ઘણો દ્રવ્યવાન અને સમર્થછે, અને એલ્સના ટાપુમાં ફરીવળતાં આશરે દીવશ બે એક લાગેછે, તે બેટ પણ એજ રાજાને તાબે છે. ત્યાંના રેહેવાશીઓ એવા જંગલી છે કે તેઓ હાલ પણ માણસનું માસ ખાએછે. એ બેટમાં અમારી લેવડદેવડ થઈ રહ્યા બાદ અમે પાછી દરિઆની મુલાકાત લીધી, અને બીજા ઘણાએક બંદરો પસાર કરી ગયા. આખરે હું બેહદ દોલત (તેની સવીસ્તર હકીકત કહીને તમને તસ્દી આપવા હું જરૂર જોતો નથી.) લઇને દૈવયોગે બગદાદ શેહેર ખાતે આવી પહોંચ્યો. પરમેસ્વરે મારા ઉપર જે દયાનો વરસાદ વરસાવ્યો હતો, તેના ઉપકારના ચિન્હને રૂપે કેટલીએક મસજીદોના આશ્રયને વાસ્તે અને ગરીબગુરબાના નીર્વાહને અર્થે પુષ્કળ પૈસો ખરચ્યો, અને હું તો મારી જાતે મારા સંગા સ્નેહિઓની સાથે રેહેવા કરવાથી નિપજતાં સુખનો લહાવો લેવામાં, અને તેઓની સાથે આનંદમાં દીવશ ગુજારવામાં નિરંતર મારો કાળ નિર્ગમન કરવા લાગ્યો.

અહિંયાં સિન્દબાદે તેની ચોથી સફરનો હેવાલ કહી સંભળાવીને અંત આણ્યો, અને એ હેવાલ પેહેલી ત્રણ સફરોના હેવાલ કરતાં સાંભળનારા ગ્રહસ્થોને વધારે અચંબો ઉપજાવે એવો લાગો. તેણે વળી સો સીકવીન પે

ઘા હિન્દબાદને બક્ષીસ આપ્યા, અને બીજે દહાડે એજ વેળાએ ગાનું એજ અહરયો સહિત આવીને ત્યાંજ જંમાની અને પોતાની પાંચમી સફરનો હેવાલ સાંભળવાની વિનતી કરી. હિન્દબાદ અને બીજા આવેલા માણસો સિંન્દબાદની રજા લઇને ઘેર ગયા. બીજે દહાડે સવારે જ્યારે તેઓ સઘળાં એકઠા થયા ત્યારે તેઓ જંમ્યાં બેઠા, અને જંમી રહયા પછી સિન્દબાદે પોતાની પાંચમી સફરનો હેવાલ નીચે મુજબ કેહેવા માંડયો. અધુરૂં.

તારીખ ૧૩મી ઈ૦૧૮૭૧. Ganpatram Anupram.

માસ્તર અંકલેશ્વર ઈંગ્લિશ સ્કુલ.

---

## गुजराति कविओ.

ગુજરાતી ભાશા પ્રાકૃતમાંથી નીકળીછે એ વાત તો આજ કેટલા વરશ થયા ઘણા ખરાઓના જાણવામાં આવીછે પણ એ ભાશાનો આરંભ કીયા સમયમાં—કીયા સૈકામાં થયો તેની બરાબર તપાશ થઈ નથી, અને તેથી તે બાબત હજી આપણે અજાણ્યા છઈએ, હવે ગુજરાતી ભાશામાં તેની બાલ્યાવસ્થામાં કોણ કોણ ગ્રંથકાર થયા તે કંઈ બરાબર માલમ પડેલું નથી. ગુજરાતી પુસ્તકો જે હાલમાં આપણા જાણવામાં આવેલાછે તેમાં ગદ્યના ભાગે સેંકડે એક બે નીકળે; અને આ ગદ્યના પુસ્તકમાં માત્ર ટીકાછે) એટલે કવિતા શિવાય એમાં બીજું કંઈજ આપણી નજરે નથી પડતું એમ કહીએ તો ચાલે. ત્યારે આપણામાં થઇ ગએલા જુના કવિયોમાં સહુથી પેહેલો જુનાગઢના નરશી મેહેતા થઈ ગયા. હવે એ નરશી મહેતા ક્યારે જન્મયા તથા ક્યારે ગુજરી ગયા તથા તેની જીંદગીમાં શું શું હકીકત બની તે વાત આપણને માલમ નથી. માત્ર પ્રેમાનંદના કૃત્ય ઉપરથી જેટલું આપણને જ્ઞાન મળેછે તેથી વધારે કંઈજ માલમ પડેલું નથી તોપણ એટલું તો જણાએલુંછે કે નરશી મહેતા સંવત ૧૫૨૨ના સાલમાં હયાત હતા ત્યારપછી પણ કેટલાક વરશ તે જીવ્યા પણ તેના બરાબર વરશની આપણને ખબર નથી. કેટલાએક એમ ધારેછે કે ઇંગલંડમાં ચોસર કવિ થઈ ગયો તે સમયે

નરશહીં મહેતા જુનાગઢમાં હયાત હતા પણ એ વાત ખરી નથી; કેમકે ચોસર સને ૧૪૦૦ ના સાલમાં ગુજરી ગયો હતો. આપણે ઉપર કહયું કે નરશહીં મહેતા સંવત ૧૫૧૨ના સાલમાં હયાત હતાં.. સંવત ૧૫૧૨ ના સાલમાં સન ૧૪૫૬ નું વરસ આવેછે. હવે નરશહીં મહેતાની અગાઉ કોઈ કવિ થઈ ગયાછે કે નહી તે વાત આપણે નરશહીં મહેતાની કવિતા ઉપરથી શોધી કહડવી જોઇએ. નરશહીં મહેતાની કવિતાની ભાશા હાલમાં ઘણીજ ફરી ગઇછે તોપણ એટલું તો માલમ પડેછે કે ઘણીજ ઘડાયલી ને કસાયલી છે. નરશહીં મહેતાના જુદી જુદી રીતના પદ, જુદા જુદા રાગ, ઊંડા વિચાર, ઘડાએલી અને નહી કેળવાયલી એવી નહી. એવી ભાશા એ સઘળા ઉપર વિચાર કરતા નરશહીં મહેતાની પેહેલા કોઈ કવિ થઈ ગયા હશે એમ અનુમાન થાએછે. જે વખતે જુનાગઢમાં નરશહીં મહેતા કવિતાની ધુનમાં મસ્ત બની આસપાસ ગાજી રહયા હતા તે વખતે ઉદેપુરમાં ખંભો નામનો રાજા, તથા વિજયા નગર મીન મલીકા ર્ગુન રાજ કરતો હતો. દીલ્હીમાં તે વખત લોદીવંશનો બાદશાહ ગાદી ઉપર હતો અને ઇંગલંડ દેશના તે વખત છઠો હેનરી રાજ કરતો હતો. નરશહીં મહેતા પંદરમાં સેંકડામાં થઈ ગયા પણ તે વખતે બીજો કોઈ પણ જાણવાજોગ કવિ થઈ ગયો હોય એમ જણાતું નથી. નરશહીં મહેતાને એ સમયનો રાજા કહીએ તો ચાલે. નરશહીં મહેતાની કવિતા ઉપરથી એટલું તો જણાયછે, કે પાછલા વખતમાં નરશહીં મહેતાની વેદાંત ભણી વૃત્તિ થઈ અને તે પેહેલા કંઈક શૃંગાર અને કૃષ્ણ તરફ તેઓનું વળણ હતું. નરશહીં મહેતાએ ખંડ કાવ્ય લખ્યાં હોએ એમ જણાતું નથી પણ તેના છુટક છુટક પદ એટલા બધાછે કે તે બધાં એકઠા કીધાં હોય તો મોટું ખરેખરું પુસ્તક થાય. તેને માટે એમ કહેવાયછે કે તેના લખેલા સવા લાખ પદ છે. નરશહીં મહેતાની સઘળી કવિતા ભકિત રસની તેથી નરશહીં મહેતા કવિને નામે ઓળખાયા નથી પણ ભકત તરીકે આખા ગુજરાતમાં તો શું પણ આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધી પામેલાછે. નરશહીં મહેતાની, અને તે ઉપરથી આપણે એમજ કહેવું જોઇએ કે શમયની ભાશા કંઈક ઉંચી શુદ્ધ, ઠરેલ ભરેલી ને રસયુકત હતી.

તારપછી સંવત ૧૬૦૦ સુધીમાં કોઈ પણ કવિ થઇ ગયલો જણાતો નથી પણ તે સેંકડામાં કેટલાંક થઈ ગયાછે તેમાં મુખ્ય કુંતલપુરમાં તુળસી જે સંવત૧૬૨૪ અને ૧૫૫૮ માં, ધ્રુવાખ્યાનનો લખનાર, તથા વિષ્ણુદાસ જેણે આખું મહાભારત સંસ્કૃત ઉપરથી પ્રાકૃતમાં રચ્યું, તથા રામાયણ પણ લખ્યું તે સંવત ૧૬૫૪ અને ૧૫૯૮માં, હયાત હતા. આ સેંકડામાં વિષ્ણુદાસે, અગરજો ગ્રંથનો ઘણો વધારો કીધો અને સંસ્કૃત પુસ્તકનો લાભ પ્રાકૃત જાણનારાઓને આપ્યો તોપણ આગલા સેંકડા જેવો એ સારો ગયો એમ કહેવાય નહીં. તેમાં અગરજો નરશીહ મહેતા એકલા થઈ ગયા તોપણ તેની કવિતા એટલી તો ઉંચી પદ્દી ધરાવે એવી હતી કે એ સમયની કવિતા તેની આગળ માન મુકે એમ કહાવના ચાલતું નથી. નરશીહ મહેતા આભ કવિ હતા, તેણે મોટા પુસ્તક નથી લખ્યાં એટલી મોટી ખામી રહી ગઇ નહીતર એ પ્રથમ વર્ગના સારા કવિની પદવી ધરાવત. વિષ્ણુદાસની તથા તુલસીદાસની ભાષા કમજોર થઈ હતી અને આગલા સેંકડામાં જેવી રસયુક્ત હતી તેવી રહી નોતી. તુલસીદાસ અને વિષ્ણુદાસ એ બે આ સમયમાં આગળ પડ્યા પણ એ સમય ઘણો પ્રકાશી નીકળયો નહીં. વિષ્ણુદાસ એ સમયનો રાજા ગણાય તોપણ તે બીજા વર્ગમાં બેશેછે. એ સમયે ઉદેપુરમાં સુદેશીહ તથા પ્રતાપ તથા મારવાડમાં માલદેવ તથા ચંદ્રશિહ રાજા વિજય નગરમાં સદાશીવ તથા રામદેવ રાજ કરતા હતા. દીલ્હીમાં હુમાયુ અને તેની પછી અકબર બાદશાહ ગાદીએ બેઠા હતા. ઇંગલંડમાં એલીઝાબેથ રાણીનું રાજ એ વખતે વિદ્યાને માટે ઘણુંજ પંકાએલુંછે, અને સ્પેનસર તથા શેકસપીઅર સરખા વિદ્વાનો ત્યાં શ્રમ કરી રહ્યા હતા તે વખતે ગુજરાતમાં વિષ્ણુદાસ શિવાય બીજો કોઈ નોતો. વિષ્ણુદાસે ઘણી મેહેનત કીધીછે તોપણ તેના બધા પુસ્તક મધ્યે ઘણાંજ થોડાં અસરકારક રસમય કડવાં નીકળી આવેછે. એ વખતની કવિતાનું બંધારણ પણ નિયમસર નોતું. અગરજો નરશીહ મહેતા કરતાં તેઓની ભાષા વધારે કેળવાયેલી હોવી જોઈએ તથા કવિતાના નિયમ પણ કંઈ જાણીતા થવા જોઈએ તોપણ તેમ નોતું એમ માલમ પડેછે એટલુંજ નહી પણ ઉલટું બંધન ઢીલું પડેલું દેખાએછે. તુલસીદાસની ક-

વિતાનો તાલ તુટતો નથી. આ સેંકડામાં આગલા સૈકડા કરતા વધારે એ-ટલોજ થયો કે છુટક છુટક લખાણ કરતા મોટા મોટા કાવ્ય લખવા ઉપર મન વધારે લાગ્યું. આ સૈકડામાં એટલે સંવત ૧૬૭૩ના સાલમાં શીવદાસ ક-વીને ખંભાતમાં થઇ ગયોછે અને તેણે પણ છુટક છુટક કડકા લખવા ઉપર મન નહી દોડાવતા મોટા ગ્રંથ લખવા તરફ લક્ષ આપ્યુંછે પણ તે સારા ક-વિમાં ગણાવવા જોગ નથી.

જેવા સતરમો સૈકડો ઉજડ ગયો તેમજ અઢારમો ફૂળદુપ નીકળયો. ગુજરાતી ભાશામાં થઇ ગએલા સારામાં સારા કવિ એજ સૈકડામાં પ્રકાશ્યા હતા. ઇંગલંડમાં પણ એ વખતે સારા વિદ્વાન થઈ ગયાછે. મિલટન જે સંવત ૧૬૬૪માં જન્મી સંવત ૧૭૩૦માં મર્ણ પામ્યો, ઓટવે જે સંવત ૧૭૦૭ માં જન્મી ૧૭૪૧ માં ગુજરી ગયો, ડ્રાઈડન જે સંવત ૧૬૮૭ માં જન્મ્યો ને સંવત ૧૭૫૭માં મરણ પામ્યો, એડીસન જે સંવત ૧૭૭૭ સુધી જીવ્યો—તેમજ સ્વીફ્ટ, પોપ, ટોમસન, વગેરે થઇ ગયા તે વખત આપણા ગુજરાતમાં ઝળઝળાટ અજવાળું થઇ રહેલું હતું. ગુજરાતી ભાશાનું અમુલ્ય મણી પ્રેમાનંદ, કે જેની બરાબરી કરી શકે એવો હજુ સુધી તો એક પણ ગુજરાતી કવિ થઇ ગયો નથી તે, સામળ, અખોભકત, વલ્લભભટ, ને રત્નો એ સઘળા સંવત ૧૭૦૦ થી તે સંવત ૧૮૦૦ સુધીમાં થઇ ગયાછે. આ સૈ-કડામાં સહુ પોત પોતાનીજ બાનીમાં ધુમી રહયા હતા અને તેથી તેઓની ભાશા વિશે એકંદર વિચાર આપી શકાતો નથી. વડોદરામાં રહી પ્રેમાનંદ ભટે પ્રૌઢ ને રસામય ભાશા લીધી, સામળભટે નવી બાની શરૂ કીધી,રત્નાએ કોમળ ને સરળ ભાશા લખી ને વલ્લભ ભટ ભડકારા મારવા લાગ્યા. અ-ખા ભકતે ખીચડો કીધો. ફારસી શબ્દ સામળે વધાર્યા અને દેટલીક હિંદુ-સ્થાની ઢબછબ પણ એણેજ પ્રથમ આપણી ભાશામાં દાખલ કીધી. સામળ ની પહેલા છપ્પા કોઇએ લખ્યા હોએ એમ જણાતું નથી. અખા ભકત-ના સગુનના વેદાંતના નવા નવા વિચારો ભરેલા તે બહાર કહાડવાને જેમ ફા-વ્યું તેમ તેણે લખ્યું. ગુજરાતી ભાશામાં વિદ્વતા તથા શીઘ્રસુરી તો અખા ભકતેજ દરસાવીછે એમ કહેવામાં જરાપણ આચકો ખાવા જેવું નથી.સામળ

ભટે ગાથા વાર્તા રૂપે કવિતામાં લખીને સાહિત્યના છબ્યા તેમાં મુકયા.રત્ના-એ ક્રમજ શ્રંગાર કહાડયો, વલ્લભ ભટે ઉછળતા થરકારા ભરેલા ગરબા ગ-ગજાવ્યા, ને પ્રેમાનંદે ઘણું કરીને સઘળા સારા રસમાં હોશીઆરી બતાવી દીધી. પ્રેમાનંદની, વલ્લભની, અને રત્નાંની ભાશા ઘણીજ ઉસાપલી માલ-મ પડી આવેછે. એક તરફથી સામળ ભટે ફારસી શબ્દની ભરણી કીધી ને બીજી તરફથી પ્રેમાનંદે સંસ્કૃતમાંથી ઉમેરો કીધો. પ્રેમાનંદ વડોદરામાં થઈગયો અને તેના વખતમાં દીલ્હીમાં ઔરંગજેબ બાદશાહ તખ્ત ઉપર બીરાજતો હતો. ઔરંગઝેબે સને ૧૬૫૬થી તે સને ૧૭૦૭ના વરશ સુધી રાજ કીધું. જેપુરમાં બીજા શીવા જે શીંદે સને ૧૬૬૦ થી તે ૧૭૦૦ પછી ઘણા વરશ સુધી રાજ કીધું. સને ૧૬૩૯ થી તે સને ૧૭૦૭ સુધી મા રવાડમા જસવતશહી રાજ કરતો હતો. અને સને ૧૬૫૧ થી તે ૧૬૮૦ સુધી શીવાજી સને ૧૬૮૦થી ૧૬૮૯ સુધી સંભાજી અને ૧૬૮૯થી તે ૧૭૦૭ સુધી રામરાજા. રામરાજા પછી વરશ આઠ સુધી બાજીરાવ એ પ્રમાણે મ-રાઠા રાજા થઇ ગયા. આપણી ગુજરાતી ભાશાના કવિયોના જન્મના અને મર્ણના વરશ મળી આવતા નથી તેથી તેઓના નિશ્ચય વરશ કહી શકતા ન-થી. તોપણ તેઓના ગ્રંથ ઉપરથી તેઓ કીયા વરશમાં હયાત હતા એટલું તો મળી આવેછે અને તે ઉપરથી એમ તો કહી શકીએ છઇએ કે પ્રેમાનંદ સંવત ૧૭૩૬—સને ૧૬૮૦માં અમદાવાદનો અખા ભગત સંવત ૧૭૭૫ સને ૧૭૧૯માં વેગણપુરના વાશી સામળભટ. સવંત ૧૭૮૧ સને ૧૭૨૫ માં અમદાવાદના વલ્લભ ભટ સંવત ૧૭૯૦ સને ૧૭૩૪, એશનો રત્નો સ-વત ૧૮૯૫ સને ૧૭૩૯માં હયાત હતા. એ સેકડામાં બીજા ઘણા કવિયો થ-ઈ ગયાછે પણ તેમાંથી મુખ્ય સારા આજ છે. એ વખતમાં ગુજરાતી ભા-શામાં શબ્દની ભરણી ઘણી થઈ. પદ ગરબીયો પુશ્કળ વધ્યાં, મોટા ગ્રંથ પણ રચાયા, અને સઘળી રીતે ગુજરાતી ભાશાને એ સમય સારો હતો. ગુજરાતી ભાશાના પહેલા વર્ગના કવિ પ્રેમાનંદ અને સામળ તે આ સેકડામાં થયા અને તેઓએ બંનેજણે પોતાની બાનીની જુદી જુદી શાખાઓ ચ-લાવી. એ કેવું અજાએબ જેવું કે જે વખતે મુસલમાનનું હીંદુસ્તાનમાં પ્ર-

હુળ જોર તે વખતે આવો સારો સંઠ નીકળી આવ્યો. એ વખતે હીંદુ રાજાઓ, ક્રાંઇ કોઈ જગે હતા પણ તેઓ છેક નિર્બળ ને નામનાજ માત્ર હતા. જે વખતે હિંદુ રાજાઓનું ગુજરાતમાં બળ ગાજી રહ્યું હતું તે વખતે ગુજરાતી સારા પંકાયલા કવિ કોઇ થએલા જણાતા નથી. નરશહીં મહેતાને થયાને બસેં વરશ થયાં તોપણ તેની ભાશામાં ને પ્રેમાનંદ વગેરે એ સમયમાં થએલા કવિની ભાશામાં બહુ ફેર માલમ પડતો નથી. શું આપણ લોકોએ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ કવિયોની ભાશા ચાલતી ભાશાને અનુકુળ કરવાને સુધારી? બસેં ત્રણસેં વરશની જારે જુની પ્રત હાથ લાગે તારે ખરેખર માલમ પડે કે ભાશામાં શો ફેર પડયો. હવે એ સમયનો અધિપ અમારાં વિચાર પ્રમાણે પ્રેમાનંદ શિવાય બીજો કોઇપણ થવાને લાયક નથી. વિશ્ણુદાશના કરતાં પ્રેમાનંદના વખતમાં કવિતાનું બંધારણ વધારે નિયમિત થયું, ભાશા ઠરી, વ્યાકરણના નિયમ કંઈ ચાલ્યા, અને કવિતાનો શોક ઘણોજ વધ્યો, તે વખતે ઠેર ઠેર કવિતા ઉછળી રહી હતી. વખતમાં જેટલા સારા કવિ થયાછે તેઓ બધા કંઈક વિદ્વાન હતા અને સ્કૃત તેઓ સારૂં જાણતા હોય એમ જણાયછે, એ વખતમાં મોટા ગ્રંથ, ગરબી લખાયાં. ગરબીયોનો આરંભ એજ સમયથી થયો એમ જ...છે.

...તાર પછી સવત ૧૮૦૦ થી તે ૧૯૦૦ સુધીમાં કવિતાનો શોક જારી રહયો ને તેમાં સારા કવિયો થઈ ગયા. કુવાખ્યાનવાળો વસોવળીનો કાળીદાશ સંવત ૧૭૨૭ સને ૧૭૪૧માં; રઘનાથદાશ સવત ૧૮૩૬ સને ૧૭૮૦ માં, સંધિસરનો પ્રીતમ સવત ૧૮૩૮ સને ૧૭૩૨, જુનાગડનો રેવાશંકર સંવત ૧૮૭૫ સને ૧૮૧૯, નિશ્કુળાનંદ સંવત ૧૮૭૭ સને ૧૮૨૧માં. મુક્તાનંદ સવંત ૧૮૬૪ સને ૧૮૦૮ માં, મુળીનો બ્રહ્માનંદ સવંત ૧૮૮૯ સને ૧૭૩૦માં વગેરે ઘણા કવિયો થઈ ગયા. કાળીદાશ, રઘનાથદાશ તથા પ્રીતમદાસના વખતમાં ઈંગ્લંડમાં પણ સારા કવિયો થઈ ગયાછે. એડિનસાઈડ સને ૧૭૨૧થી ૧૭૭૦, ગ્રે, સને ૧૭૨૬થી તે ૧૭૭૧, ગોલ્ડસ્મીથ સને ૧૭૨૮થી તે સને ૧૭૭૪ સુધી થઇ ગયાછે. એ વખતમાં બર્ન્સ, કાઉપર, જે

અંગરેજી ભાષામાં ઘણાંજ પંકાઇ ગયાછે તેઓ હયાત હતા; બર્ન્સ સન ૧૭૫૮માં જન્મ્યા ને સન ૧૭૯૬માં મર્ણ પામ્યો તથા કાઉપર સને ૧૭૩૧થી તે ૧૮૦૦ સુધી હયાત હતો. નિષ્કુળાનંદ, બ્રહ્માનંદ, રણછોડજી દીવાન, મુક્તાનંદ, એ સહુના વખતમાં, ઇંગલંડમાં ખરેખરા ઓછરા થઇ ગયાછે. સન ૧૭૮૮થી તે ૧૮૨૪ સુધી બાયરન, ૧૭૯૨થી ૧૮૨૨ સુધી શેલી, સન ૧૭૮૨થી તે સન ૧૮૩૨ સુધી સ્કોટ, તથા સન ૧૭૮૨થી તે સન ૧૮૩૪ સુધી કોલરીજ થઇ ગયાછે. આ વખતમાં ઘણું કરીને છુટક પદ ગરબા વધારે લખાયાં, મોટા ગ્રંથનો એ સમય નોતો, કવિતાની ભાશાએ આગલા સૈકડા કરતા એ સૈકડામાં પ્રૌઢી મુકી સરળને કોમળ થઇ... ઇશ્વર ભક્તિનું લખાણ વધ્યું; સંગીત કવિતા એ વખતમાં ઉછળી, અને હરલીરનું કુંડલું એક સારૂં લખાણ એ વખતમાં થયું, અગરજો, સ્વામી નારાયણના પંથમાં થઇ ગયલા કવિની ભાશા થડકારા સહીત જુસ્સાથી વહેતી હતી તોપણ તેઓની સંખ્યા થોડીછે અને રણછોડજી દીવાન અને રેવાશંકર શિવાયના બીજા કવિયો પ્રાઢ થડકારા વનાની ભાશા લખી ગયાછે તેથી અમે એકંદર વિચાર કરી ભાશાને માંડે ઉપર મુજબ કહ્યુંછે. સંગીત કવિતા એ વખતે વધી એ ઉપરથીજ વિચાર કરીશું તો માલમ પડશે કે આગલા સૈકડામાં ગ્રંથને યોગ્ય જે ભાશા હતી તે આ સૈકડામાં હોયજ નહી. ઘણું કરીને આ સમયમાં ખંડ કાવ્ય ઘણાંજ થોડાં લખાયાછે. ઘણું કરીને ગુજરાતી ભાશાની જાતમાં તો ફેર પડયોજ નથી, અને જો કદાસ પડયોછે તો આપણા લોકો એ કવિયોની ભાશા ઘણીજ બદલી નાખીછે એમ આપણે માન્યા વગર બીજો ઇલાજ નથી. ઇંગલંડમાં એ વખત ઘણોજ સારો—ફળદ્રુપ નીવડ્યો ને ગુજરાતમાં પણ તેમજ થયુંછે. કવિતાની બાબતમાં સવત ૧૭૦૦થી ૧૯૦૦ સુધી ગુજરાત લીધું. કુંજાર આંખ લલચાવે ને ઠગાવે તેવું શોભી રહ્યુંછે. સવત ૧૮૦૦થી તે સવત ૧૯૦૦ સુધી જે કવિયો થઇ ગયાછે તેમાં એ સમયનો અધિપ કોને કેવો એ શોધી કહાડવું એ ઘણું કપરૂં કામછે. કેમકે જે જે સારા થઇ ગયલા ઉપર ગણાવેલાછે તેમાના ઘણાં ખરા એવાછે કે તેમાંથી કોને સારો કેહેવો ને કોને પહેલી જગા આપવી તે મુશ્કેલ છે!

બધા પોત પોતાની બાનીમાં સારાછે. એક એકથી ઉતરે એમ કહેવાય એવું નથી. આવી ગુંચવણીમાં અમારા વિચારમાં એ કુંપ ગોટો પ્રીતમદાશને આપવો યોગ્ય લાગેછે. ઉદેપુરમાં બીજા પ્રતાપ રાજાએ સને ૧૭૫૨ માં ગાદીએ બેસી ત્રણ વરશ રાજ કીધું ને તેનાં પછી સાત વરશ બીજા રાજા રાજશિંહ રાજ પદ્દો ભોગવી. ત્યારપછી વચ્ચે બે રાજા થઈ ગયાં ને તેના પછી સને ૧૭૭૯ થી તે સને ૧૮૨૮ સુધી ભીમસીંગે રાજ કીધું.. એ સેકડો જે સને ૧૭૪૪થી તે સને ૧૮૪૪ સુધીનો કહેવાય .તેમાં જેપુરમાં ઇસ્વરસીંગ સને ૧૭૪૨માં ગાદીએ બેઠાં ને તાર પછી બે ત્રણ રાજા થઇ ગયા પણ તેના વરશ નકી નથી. મારવારના રાજાના વરશ મળી આવેછે. અભયસીંઘની પછી સને ૧૭૫૩માં વખ્તસીંગ ને વખ્તસીંગ પછી સને ૧૭૬૧ માં વિજયસિંહ ને તેની પછી ભીમસિંહ ને માનસીંહ એ બે રાજા થયા. શાહુ રાજા સને ૧૭૭૮ માં થયા ને તેની પછી સને ૧૭૯૫ માં બાજીરાવ પેશવાને તેની પછી ૧૮૧૮માં પ્રતાપસિંહ નરનારાએણ થઇ ગયા. સતરસેંના પાછ સેંકડમાં દીલ્હીમાં અહમદશાહ, બીજો આલમગીર, શને ૧૭૬૧ માં શાહ.. થઈ ગયા, અને અગાડસેની શરૂઆતમાં તેની પછી શને ૧૮૦૬ બીજો અકબરશાહ થયો—આવી રીત કોઈ ઘણા નામીચા કીરતિવંત રાજા થઈ ગયા નથી. મરાઠામાં બાજીરાવ પેશવાનો ઝળકારો ભારે છે ખરો. આ સેકડાંમાં કવિયો તો સારા થયા પણ રાજા તેવા નહી નીકળ્યા.

હવે ચાલતો સેકડો આવ્યોછે. અને જ્યાં સુધી તે પુરો નથી થયો ત્યાં સુધી તે વીશે કાંઈ પણ વિચાર આપવો એ અજુગતો બરાબર નથી તો પણ ડભોઈવાળા દયારામભાઇને છેક વીસારી મુકવા એ કંઇ નાની સુની ચુક નહીં કહેવાય. તેથી આ પ્રસંગે તે વીશે વધારે નહીં બોલતાં એટલુંજ કહેવું બસછે કે ગુજરાતી ભાશાના સારા કવિની ગણતીમાં દયારામભાઈનું નામ આવેછે. બાયરન અને દયારામભાઇને થોડોજ ફેરછે. ગુજરાતમાં બાયરનનું નામ તેમને આપવામાં આવ્યું છે તે યોગ્યછે ને એ સેકડાના આજ લગીમાં થઈ ગએલા કવિમા તે સર્વોપરીછે.

## अर्थशास्त्र.

સાંધણ પાને ૨૮૮ થી.

હવે યૂરોપ જે આવી હાલતમાં આવ્યું એટલે તેને બીજી હાલતમાં આવ્યું એમ કહેછે. હરેક સસ્થાનની અંદર બે જાતના લોક થયા એટલે એક જીતનારા (જમીનના ધણી અગર જમીનદાર) અને બીજા જીતાએલા અગર ખેડુત. તેમાં ખેડુત લોકો કેવળદાસ જેવા હતા નહીં પણ તેઓને ધન સંગ્રહ કરવાને છુટી હતી; ને જમીનદારોનો પોતાના લશ્કર, કુટુંબ સુધાં એક કીલ્લોમાં બાંધી રહેતા હતા. તેઓનો બધો ખરચ ખેડુતો તરફની આવતો હતો. જો કે ખેડુતો ઉપર જુલમ ઘણો હતો તોપણ તેઓને છેક નિરાશ કરે એવો નહોતો. જમીનદારો ખેડુત લોકો પાસે પૈસો નો એકઠો થવા દેતા હતા કારણ કે તેઓને ઉદ્યમ કરવાને ઉત્તેજન મળે. ને તેથી ફળ એ થતું કે ખેડુતો ઉપર જમીનદારોએ જે કરો નાંખેના હતા તેઓના પૈસા આપતાં પોતાની પાસે જે કંઈ બચતું હતું તેનો ઉપયોગ પોતાને મન ગમતી રીતે કરી શકતા હતા ને તેથી તેઓ પોતે ગુલામ છીએ એમ ધારતા ન હતા. વળી એમ કરતાં કોઇની પાસે પૈસા વધારે થાએ તો તેઓ જમીનદારોને આપી સ્વતંત્રતા વેચાતી લેતા હતા. એટલે તેઓ વેરો ભરતા નહીં. સ્વતંત્રતાનો અર્થ તે લોકો ઉપર પ્રમાણે કરતા હતા. માટે વેરો ન ભરી છુટા રહેવું એટલે સ્વતંત્રતા થયી એમ તેઓ માનતા હતા

આવી રીતે પોતાનું સ્વતંત્રપણું વેચાતુ લઈ તેઓ મોટા શેહેરોમાં વસવા જતા હતા. એવા શેહેરોમાં જતી વેરો તો હોતોજ નથી પણ કદાચ સમયે કંઇ આપવાનું આવે તો આપવું પડતું હતું. આવી રીતે સ્વતંત્ર થએલા લોકો વેપાર કરવા માગતા હતા ને શેહેરોની આસપાસ કોટ કરીને રહેતા હતા. આવા શેહેરોમા સ્વતંત્ર લોકો તથા કોઈ કોઈ નાંહશી આવેલા ગુલામો હતા

આથી *યુરોપની પ્રજાના ત્રણ વર્ગ થયા તેમાં એક ક્ષત્રી, બીજા ઉ

હેરમાં રહેનારા અને ત્રીજા ગુલામો. એમાંથી જે શેહેરમાં રહ્યા તેઓએ હસ્તકૃત હુનરો કરવા માંડ્યા તેથી તેઓ પોતાની બનાવટની વસ્તુ બાકી રેહેતા પોજાતના લોકોને વેચી તેના પઈશા પોતે લેતા હતા. એમ કરતાં કરતાં શેહેરોમાં હુનરો ઉત્પન થયા. પણ એથી યુરોપને એશીઆમાં જેમ મોટા અધિ રાજો હતા તેવા ન થતા નાના નાના જાગીરદારો ઘણા થયા. તેમના માથા ઉપર કોઈ મુખ્ય રાજા તો હતો પણ તેનું પ્રાબલ્ય ઘણું ચાલતું નોહતું. એથી એશિયાના અધિ રાજોના દરબારમાં જેવો નભકો થતો હતો તેવો ત્યાં થતો ન હતો. કેમકે નાહાના જાગીરદારોને પોતાના રક્ષણને સારૂ જે પઈશા મળતા હતા તેમાંથી ઘણા માણસ રાખવા પડતા હતા કારણ કે તે વખતના લોક ઘણા લડવઇઆ હતા ને તેથીજ તેમની પાસે ઘણા પઈશા એકઠા થતા નહીં. પૈશા નોહતા તારે હીરા, માણેક,વગેરે મોજની ચીજો ખરીદ કરી શકાતી નોહોતી. આવી હાલતમાં યુરોપને એશિઆનામાં ફેર એટલોજ પડયો કે એશિઆમાં મોટા મોટા અધિ રાજો હતા તેમનાજ હાથમાં બધી સત્તા હતી પણ યુરોપનાંમા એક એક જાગીરદારના હાથમાં વિશેષ સત્તા હતી. ને તેઓને પોતાની આબરૂ સત્તા ને જાગીર ... સારૂ જાગૃત રહેવું પડતું હતું. જો કોઈ પરદેશ ઉપર ચઢાઈ કરે તો તેઓ બધા એકના તાબામાં રહેતા હતા તેથી તેજ રાજા કેહેવાતો હતો. એથી કરીને એશિઆમાં જે સત્તા એક માણસના હાથમાં હતી તે યુરોપમાં ઘણ માણસની વચે વેહેચાઈ ગઇ, એટલે ક્ષત્રીઓ, શેહેરમાં રેહેનારા અને ગુલામો એ બધાના હાથમાં સત્તા હતી તેથી દરેક માણસ સ્વતંત્ર અને આબરદાર હતો. એથી તેમની સંસારી હાલતમાં સુધારો થવામાં ઓછી હરકત પડી. શરીર ને ધન રક્ષણનો વધારો પણ ધીમે ધીમે થતા ગયો. તે જીંદગીને સુખ આપનાર જે હુનરો તે પણ સુધરતા ગયા. આ પ્રમાણે ધન મેળવવાનો માર્ગ એટલે વેપાર, હુનર, ઇ૦ ઇટાલી, ફ્રાંસ, ફલાંડર્સ (બેલજીઅમ અને હોલંડ) જર્મની, અને ઇંગલંડ વગેરેના લોકોને માલમ પડયો ને તેથી તેઓમાંના ઘણાક શેહેરો સ્વતંત્ર થયા એટલે તે લોકોને જાતી વેરો.

*આ પ્રમાણે એશિઆને વિશે પણ સમજવું.

હતો નહિ તેથી તેઓ હુનરવાળા અને વેપારી, બુદ્ધિમાન અને હોંશીલા કારીગરો ઉત્પન થયા ને તેથી ધનવાન પણ થયા. આવી રીતે ઇંગલંડમાં જેને કોમન્સ કહેછે તે તથા ફ્રાંસમાં ટીઅર્સ એટાટ અને યુરોપના બીજા દેશોમાં જેને બરજીઓસી કહેછે તે વર્ગો ઉભા થયા. એ વર્ગો સંગ્રહ કરનાર એટલે પેદાશમાંથી ઓછો ખરચ કરનારા હતા ને તેથી તે લોકો પઈસાદાર થતા. હવે શેહેરની બહાર જે રહેનારા જાગીરદાર હતા તે ઘણા ઉડાઉ નિકળ્યા તેથી તેમની જમીન ધનવાન લોકોએ વેચાતી રાખી. આ પ્રમાણે જમીન અશક્ત ધણીના હાથમાં આવી જેવાને કાયદા પ્રમાણે એ લોકો કેટલીએક હરકત નાખતા હતા. વળી કેટલીએક જમીન સહેલથી પણ મળતી હતી એટલે શેહેરના લોકો લશકર રાખીને જીતી લેતા હતા. આ પ્રમાણે મધ્યમ વર્ગની જો કે જે ખીચારા ખેડુતો હતા તેમનો પણ સુધારો થતો ગયો એટલે તેઓ દાસપણામાંથી છુટવા માંડ્યા ને ઘણે વરશે તે પણ સ્વતંત્ર થયા. આ વાત યુરોપના બધા દેશના લોકોને લાગુ પડતી નથી કેમકે બધા લોકો એકજ વખતે છુટા થયા નથી. જેમકે રશિઆની અઢાર હજાર લોકો કાયદાથી છુટા થયા. એજ પ્રમાણે યુરોપમાં જુદે જુદે વખતે લોકો છુટ્યા.

હાલમાં પૃથ્વી ઉપર ઘણા મોટા વિશાળ દેશોછે કે જેમાં દોલતના અનેક સાધનો એટલા બધાં ભરેલા છે કે જેના વિશે પ્રાચીન કાળના લોકોના મનમાં જરાએ વિચાર આવ્યો નહોતો. જબરદસ્તીથી મજુરી કરાવ્યા વગર (ગુલામો રાખી મજુરી કરાવ્યા વગર) જમીનમાંથી ઘણા મોટા ધાન્યનો જથો હરવરશે ઉત્પન થાએછે અને જેમાંથી તે ઉત્પન કરનારાના જેટલી અને બીજી તેટલી અગર તેનાથી વધારે માણસોની સંખ્યાનું પોશણ થઇ શકેછે એટલે જે સંખ્યા ખેતી કરતી નથી તેનું પણ પોશણ થાએછે. અને બીજા માણસો સુખ ને મોજ આપનારા અનેક જાતના પદાર્થો ઉત્પન કરેછે તથા તેમને એક જગાએથી બીજી જગાએ લઇ જાએછે તેમજ એ કામ કરનારાઓના ઉપરી માણસોની મોટી સંખ્યાનું પોશણ પણ એમાંથીજ થાએછે વળી તે ઉપરાંત જેઓના ધંધાથી કંઈ ઉત્પન થતું નથી અથવા જેઓને

કંઈ ધંધો નથી એવા લોકોનું પણ પોશણ એ ધાન્યમાંથી થાએછે. પ્રાચીન કાળમાં હાલના જેટલી ધાન્યની પેદાશ કોઇ દેશમાં નહોતી, ને તે પ્રમાણે હાલના જેટલા માણુસ પણ હતાજ નહીં. સારાંશ કે પ્રાચીન કાળમાં જેટલી ભુમિ જેટલા માણસોનું પોશણ કરતી હતી તેના કરતાં તેટલીજ ભુમિ હાલમાં ઘણા માણસોનું પોશણ કરેછે. યુરોપના ઇતિહાસના પેહેલા ભાગમાં જે દુક્કાળ વારે વારે વાંચવામાં આવતા હતા તે હજી એશિઆના કેટલાક દેશોમાં આવેછે. પણ તે તરફની બીક ઘણી ઓછી થઈ ગઇછે. એ રીતે ધાન્યનો જથ્થો વધેછે એટલુંજ નહીં પણ ગુણમાં સારી રીતે સુધારો થયોછે એટલે અનાજમાં સુધારો કરી આરામાં સારી રીતે મકવેછે. તે તેની સાથે ઘણી નવા અનાજ પણ થયાછે જેવાકે મકાઈ વગેરે. પ્રથમ જે ઉપલા વરગના લોકો જે મોજ ભોગવતા હતા તે હાલમાં નિચલા વરગના લોકો ભોગવે છે ને હજુરાની કેટલીએક ખાણ પીનાનું એકઠું કરેલુ બળ ઓચીંતુ વખતે એટલું બતાવેછે કે તેવું બળ આગળ કોઇ વખત બતાવ્યું નહોતું.

(સા. સો. ભ. ૨.)

## गया वर्शनो केळवणी खातानो रीपोर्ट.

મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતાનો સને ૧૮૬૯-૭૦નો વાર્ષિક રીપોર્ટ હમણા બાહાર પડ્યોછે તેમાંથી જાણવા લાયક બાબતોનો સાર નીચે આપીએ છૈએ.

| કયે ખાતે. | સરકારી ફંડ માંથી. | લોકલ ફંડ માંથી. | કુલ |
|---|---|---|---|
| ડિરેક્ટરપણાના કામમાં........... | ૩૯૯૨૦૩.* | ૬૬૦ | ૪૦૫૮૦ |
| ઇનસ્પેક્શન અથવા દેખરેખ કરવાના કામમાં........... | ૧૩૨૩૮૧ | ૨૧૨૫૪ | ૧૫૩૬૩૫ |
| કેળવણી વગેરે........... | ૭૧૯૨૭૧ | ૮૯૫૩૯૯ | ૧૬૧૪૬૭૦ |
| કુલ........ | ૮૯૧૫૭૩ | ૯૧૭૩૧૨ | ૧૮૦૮૮૮૬ |

*આના પઇ છોડી દીધાછે.

એ ખાતામાં કુલ ખરચ ખરેખરો આટલો થયોછે—

ગયા વરસ કરતા સરકારી ફંડમાંથી ૫૮૬૬૮ અને લોકલફંડમાંથી ૭૮૩૬ રૂપીઆ વધારે ખરચાયાછે.

નિશાળ અને નિશાળીઆમાં જે વધઘટ થઈ છે તે નીચેના કોઠા ઉપરથી માલમ પડશે.

| નિશાળની જાતિ. | નિશાળની સંખ્યા | | | | નિશાળીઆઓની સંખ્યા | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ગયા વ | આ વ | વધારો | ઘટાડો | ગયા વર્ષમાં. | આ વર્ષમાં | વધારો | ઘટારો |
| હાઈ સ્કૂલ | ૧૨ | ૧૧ | ૦ | ૦ | ૨૮૪૪ | ૨૯૨૬ | ૮૨ | ૦ |
| મિડલ ક્લાસ / સ્કુલ ૨ ગ્રેડ | ૪૬ | ૪૮ | ૨ | ૦ | ૪૮૪૧ | ૫૦૨૩ | ૧૮૨ | ૦ |
| એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ ૨ ગ્રેડ | ૧૨૯ | ૧૨૮ | ૦ | ૧ | ૧૪૭૯૧ | ૧૪૫૨૧ | ૦ | ૨૭૦ |
| વાર્નાક્યુલર ક્લાસ સ્કૂલ | ૧૮૮૧ | ૨૧૫૧ | ૨૭૦ | ૦ | ૧૧૨૨૨૭ | ૧૨૩૮૪૨ | ૧૧૬૧૫ | ૦ |
| ટ્રેનિંગ કાલેજ તથા સ્કૂલ | ૮ | ૭ | ૦ | ૧ | ૩૬૮ | ૩૩૬ | ૦ | ૩૨ |
| કન્યાશાળા | ૨૪૧ | ૨૫૪ | ૧૩ | ૦ | ૫૪૨૭ | ૬૧૬૮ | ૭૪૧ | ૦ |
| છોકરીઓની ટ્રેનિંગ સ્કૂલ | ૦ | ૨ | ૨ | ૦ | ૦ | ૧૭ | ૧૭ | ૦ |
| સિંધ ઈજનેરીંગ સ્કૂલ | ૧ | ૧ | | | ૨ | ૧૩ | ૧૧ | ૦ |
| કુલ | ૨૨૨૦ | ૨૪૯૪ | ૨૮૭ | ૩ | ૧૪૦૪૮૬ | ૧૫૨૮૪૫ | ૧૨૬૫૨ | ૩૦૨ |

આ શિવાય સરકારમાંથી મદદ મળેછે અથવા નથી મળતી એવી કેટલીએક ખાનગી નિશાળોનો હિસાબ આવ્યોછે તે ન લખતાં ફક્ત એટલું જ જણાવીએ છઈએ કે આ વરસમાં કુલ નિશાળો ૨૭૧૭ અને તેનો લાભ લેનારાઓની કુલ સંખીયા ૧૬૭૯.૪ હતી.

સ્ત્રી કેળવણીમાં આટલો ખરચ થયોછે:—

| | ગયે વરસ. | આ વરસ. | વધારો | ઘટાડો. |
|---|---|---|---|---|
| સરકારી ફંડમાંથી....... | ૧૨૫૫૯ | ૧૨૩૦૯ | ૦ | ૨૫૦ |
| લોકલફંડમાંથી......... | ૨૧૭૦૯ | ૩૧૪૨૨ | ૯૭૩૧ | |
| કુલ.... | ૩૪૨૬૭ | ૪૩૭૩૧ | ૯૭૩૧ | ૨૫૦ |

આ વરસમાં કુલ કન્યાશાળાઓ ૨૦૯ તથા ભણનારીઓ ૯૨૯૨ હતી. ૧૯ નિશાળનો તથા આસરે સાતસેં છોકરીઓનો ખરચ વધારે માલમ પડેછે.

ગ્રાંટસ ઈન એડની રીતે ખાનગી નિશાળોમાં મદદ આપતાં ૩૮૦૪૮ રૂપીઆ કુલ ખરચાયાછે.

નિશાળીઆઓની સરાસરી હાજરીના પ્રમાણમાં આ ઈલાકામાં માથા દીઠ ખરચ આ પ્રમાણે થયોછે—

| | |
|---|---|
| કાલેજો........................૨૩૭ | એ. દેશી રાજ......................૮ |
| હાઈસ્કુલ સરકારી................૭૨ | લોઅર કલાસ સ્કુલ છોકરાઓની.....૬ |
| એ. દેશી રાજની...................૫૯ | એ. છોકરીઓની....................૧૦ |
| ફર્સ્ટ ગ્રેડ એંગ્લો વરનાક્યુલર સ્કુલ | વરનાક્યુલર ટરેનિંગ કાલેજ......૧૯૪ |
| સરકારી ખરચમાંથી...............૨૫ | વરનાક્યુલર ટરેનિંગ સ્કુલ |
| એજન પર રાજની..................૨૧ | સરકારી..........................૧૮૦ |
| એજન વરનાક્યુલર ગ્રાંટની......[illegible] | એજન. દેશી રાજની................૯૭ |
| સેંકડ ગ્રેડ એંગ્લોવરનાક્યુ...[illegible] | સિંધ ઈન્જનેરીંગ સ્કુલ.............૧૯૮ |

ડિરેક્ટર સાહેબ લખે.....[illegible] ળવણીની બાબત ઉપર ધ્યાન આપતાં માલમ પડેછે કે ઈસ્ટ ઈંડ...... [illegible] ી મોટી બક્ષીસ જે યુનિવરસિટિ તેનો બરાબર લાભ મળી [illegible] કારણ એ છે કે જે સ્કુલે

તેને માટે તૈયારી કરે છે તેમાં યોગ્ય ખરચની કસર કરવામાં આવેછે. આ વી સ્કુલો અત્યઅભ થાએ એટલી થોડીછે અને એ થોડીમાથી ઘણી ગરીબ અવસ્થામાં છે. જે છોકરાનો યુનિવરસિટિમાં જવાનો વિચાર હોયછે તે દેશી ભાષાની નિશાળોમાં અભ્યાસ કરીને હાઈ સ્કુલને છોકરા પુરા પાડનારી અંગ- રેજી નિશાળમાં જાયછે. હવે એ નિશાળમાં એક માસ્તર પણ ખરેખર કેળ વણી પામેલો હતો નથી તો તે છોકરો કાલેજના અભ્યાસની ત્યાં શી રીતે શ- રૂઆત કરી શકે? તેતો વખત ત્યાં ઘણું કરીને અંગરેજી બોલ ઉચ્ચાર શિ ખવામાં જાય છે, જે દૂર કરવાને એને બાજા દશ વરશ જોઇશે. કદાપી તે છોકરાની પાસે કોઈ ગામમાં સુપરિઅર અંગરેજી નિશાળ હોતીજ નથી ત્યારે તે બીજા પંદર વીશ છોકરા સાથે મળીને ગુજરાતી નિશાળમાં ખાશ ફી આ- પીને અંગરેજી ભણે છે, તે ભણાવનારો ગમે તેવો હોયછે અને તે ભણાવે છે તેના કરતાં નજ ભણાવે તો વધારે સારૂં એમ ઘણાના ધારવામાં આવે છે. ફક્ત આખા મુંબઈ ઇલાકામાં અને સિંધમાં એવી ૨૬) નિશાળોજ છે કે જ્યાં કાંઈ સારૂં ભણવાનો સંભવછે. બાકી બીજે બધે ઠેકાણે તો દેશી ભાષાની નિશાળોમાં એક ફક્ત ગુજરાતી વર્ગ જોડી દીધો હોયછે ડિરેક્ટર સાહેબ લ- ખેછે કે " ૧૫ લાખ માણસને સારુ એક હાઈ સ્કુલ અને ૫ લાખને સારૂ મિડ્લ ક્લાસ સ્કુલ હાલ છે. "

આ વર્ષમાં ટ્રેનિંગ કાલેજની ગોઠવણો થઇછે અને મેહેતાજીઓના વર્ગ અને તે પ્રમાણે પગાર મુકરર કરવામાં આવ્યા છે. આ બાબત બધા જાણી તા થઇ ચુક્યો છે માટે અમે તેજ વિષે કાંઈ ઉતારો કરતા નથી.

આ વર્ષમાં લોકલ ફંડમાંથી પેનશન આપવાનો ઠરાવ સરકાર તરફથી થઇ ચુક્યો છે.

જેવી ખેડુત લોકો ઉપર કેળવણી બાબતની અકેકી આની ચડાવવામાં આવી છે તે પ્રમાણેજ શહેર તથા કસબાના રેહેનાર લોકો ઉપર કાંઇ કર મુક- વાની સરકારને ભલામણ કીધી છે. કયા ધોરણ પર એ કર મુકયો અને તેની ગોઠવણ શી રીતે કરવી જોઇએ તેની વિગત ઘણી હોશિયારીથી બતાવવામાં આવી છે. હાલ તુરતનું તુરત એ ભલામણ અમલમાં આવશે એવી આશા રા

ખી શકાતી નથી, તોપણ એ બાબત બેશક ઘણીજ ધ્યાન આપાવવા જોગ છે અને અમે ધારીએ છૈએ કે મ્યુનિસિપાલ ખાતાઓમાં કર કરતાં આ કર લોકોને વધારે ઉપયોગી લાગશે. ખરેખર તો કેળવણીમાં મદદ કરવાનું સુધરાઈ ખાતાનુંજ કામછે ને ડિરેક્ટર સાહેબ ઠપકો આપેછે તે વાજબીજ છે કે તેઓ તરફથી કેળવણીમાં મદદ મળતી નથી એ તેઓના અજ્ઞાન અને નહી સુધરેલા વિચાર ને લીધે છે. માટે ડિરેક્ટર સાહેબ ભલામણ કરેછે કે એ કર ઉઘરાવવાનું મ્યુનિસિપાલિટિને સોંપવું પણ તેમાંથી અમુક આંકડો કેળવણીમાં આપવાનું સરકારેજ ઠરાવવું અને તે પ્રમાણે આપવાની તેમને ફરજ પાડવી.

આ વરસમાં મુસલમાનોની કેળવણી ઉપર લક્ષ આપવામાં આવ્યું છે અને ટ્રેનિંગ કાલેજમાં ઉર્દુ ક્લાસ ઉઘાડવામાં આવીછે.

આ વરસમાં, મરાઠી અને કાનડી ભાષાના બુક કમીટીઓ કરીછે. એ કમિટિના પાંચ ઉદ્દેશ છેઃ—૧. નિશાળોને માટે અથવા ઉંચી કેળવણીને સં-હાય કરવા સારૂ જે આ કારખાનાંને પુસ્તકો જોઈએ તેની એક યાદ તૈયાર [illegible]. ૨. પસંદ કરેલા ગ્રંથકાર પાસે કિંમત આપીને તૈયાર કરાવવા. ૩. [illegible] વિષય પસંદ કરી વર્ષોવર્ષ જાહેર ઇનામના નિબંધ લખાવવા. ૪. એ નિબંધો પસંદ કરવા, તેને સુધારવા, અને વખતે છપાવવા. ૫. દેશી ભાષાની જોડણી વ્યાકરણ અને અક્ષર વિશેની બાબતો ઉપર વિચાર આપવો.

---

## ऊँचि कल्पनार्थी निपजतां सुख विशे

૧. આપણી બીજી ઇંદ્રિયો કરતાં આપણી જોવાની ઇંદ્રિ, જે આંખ, તે વધારે પૂર્ણછેઃ—

આપણી બધી ઇંદ્રિયો કરતાં આપણી જોવાની ઇંદ્રિ સહુથી પૂર્ણ હાલતમાં અને સહુથી વધારે ખુશકારકછે. અતિશય બારે, જુદી જુદી તરેહના વિચારોથી આપણું મન ભરપુર કરનાર એજ ઇંદ્રિછે, અને એજ

જોવાની ઇંદ્રિ પોતાથી ઘણાજ છેટેના પદાર્થો જે દેખાય, તેની સાથે એક પ્રકારનો સંવાદ ચલાવેછે, અને તેને યોગ્ય જે ઉપભોગ તેનાથી કંટાળી ગયા વિના અથવા તો થાકી ગયા વગર તે બીજી ઇંદ્રિયો કરતા પોતાના કામમાં વધારે લાંબીવાર સુધી જાગ રહેછે. સ્પર્શેંદ્રિથી વિસ્તારનું, આકારનું અને રંગની ભિન્ન ભિન્નતા સિવાય બીજાં બધા લક્ષણ જે આપણ નિપજાવે છે, તેનું ભાન પેદા કરેછે, અને આંખથી જે જુદા જુદા રંગનું ભાન થાયછે, તે સ્પર્શેંદ્રિથી પેદા થતું નથી, એ વાત ખરી તથાપી સ્પર્શેંદ્રિનો વ્યાપાર તેના મુકરર પદાર્થોની સંખ્યા, કદ અને અંતર ઉપર ઘણોજ ટુંકો અને હદવાળો છે. એ સઘળી ખામીઓ આપણી જોવાની ઇંદ્રિ દૂર કરતી હોય, એમ દીસેછે, અને તે એક વધારે નાજુક અને વિસ્તીર્ણ સ્પર્શેંદ્રિ, જાણે પદાર્થોના બેહદ સમુદાય ઉપર પથરાતી હોય, મોટામાં મોટા આકારોનું ભાન કરતી હોય, અને સૃષ્ટિના ઘણેજ વેગળેના ભાગો આપણી હદમાં લાવી આપતી હોય, એમ ગણાય.

૨. ઊંચી કલ્પનાથી જે સુખ ઉત્પન્ન થાયછે, તેનું મૂળ જુવો તો આ છે:—

એજ ઇંદ્રિ કલ્પના શક્તિને વિચારના ઘરમાં ઘાલી આપેછે, તેથી ઉમદા પ્રતિની કલ્પના અથવા તરંગ (એ બન્ને શબ્દોને હું સેળભેળ વાપરીશ)થી ઉત્પન્ન થતાં સુખનો હું આ ઠેકાણે એવો અર્થ કરીશ કે જે સુખો દેખાઈતાં પદાર્થોથી નિપજેછે તે, પછી તે પદાર્થો ખરેખાત આપણી નજર આગળ હોય, અથવા તો ચિત્રો, પુતળાં, વર્ણન અથવા એવાજ બીજા પ્રસંગથી તે પદાર્થો વિષેના વિચાર આપણે આપણા મનમાં દોડાવીએ, અને તેથી નિપજતાં સુખ હોય. આપણી કલ્પના શક્તિના ભંડારમાં એવી એક પણ પ્રતિમા ભાળવી નહિજ હોય, કે જેનો પ્રથમ પ્રવેશ નેત્ર દ્વારે થયા વિના રહ્યો હોય; પણ જે છાપ આપણા મનમાં પડેલી હોય, તેને આપણી કલ્પના શક્તિને જેમ ઘણી સારી રીતે અનુકુળ પડે તેવી નાના વિધની છબીઓ અને માનસિક તસવીરોને રૂપે રાખી મુકવાને, તેમને ઉલટ પાલટ કરવાને અને તેમને મિશ્રિત કરવાને આપણે શક્તિ ધરાવીએ છીએ. કારણ કે તુરં-

અથવા ૨. લાટિન.

૬૦ (અ) હેનરી કૃત લાટિન ફર્સ્ટ બુકમાંનાં પેહેલાં ૩૦ મનોવલનના જેટલાં અને તેનાજ જેટલાં અઘરાં મનોવલનનું મોહોડે ભાષાંતર (ઇંગ્રેજીપરથી લાટિનમાં, અને લાટિનપરથી ઇંગ્રેજીમાં).

૪૦ (બ) નિષેધ વગરનાં નામ વગેરેના તથા ધાતુઓના રૂપ મોઢે બોલવાં.

૩ જો વિષય.—ઇતિહાસ અને ભૂગોળવિદ્યા. (૫)

૫૦ (અ) ઇંગ્લાંડનો સંક્ષિપ્ત ઇતિહાસ, નકસા સાથે.

૫૦ (બ) આગલા ધોરણોમાં કહ્યું તેટલું, અને ગ્રેટબ્રિટનનું વિશેષ ભૂગોળ તથા ઇતિહાસમાં આવેલી જગ્યાઓનું ભૂગોળ, ગ્રેટબ્રિટનનો રૂપરેખા નકસો, અથવા પરીક્ષકનાં કેવાર હિંદુસ્તાનનો નકસો ચિતરવો (અક્ષાંશ તથા રેખાંશ સાથે).

૪ થો વિષય.—ઇંગ્રેજી (૧૦)

૪૦ (અ) સાહેલા ઇંગ્રેજી ક્લાસિકસમાંથી ૧૦૦ પૃષ્ઠ તથા પદ્યમાંથી ૫૦૦ લીટીનું વાંચન, વાંચેલા ભાગની ગૂજરાતીમાં સમજણ સાથે; સાહેલા ઇંગ્રેજીનાં અન્વય અને ઇંગ્રેજીમાં પદછેદ કરવું; શબ્દ વ્યુત્પતિ વિશે સહેલા પ્રશ્નો. કવિતાની ૧૦૦ લીટી મોડે બોલવી.

૨૦ (બ) વાંચેલી ચોપડીમાંની પાંચ લીટીનું ડિક્ટેશન (જોડણી) લખવું. મધ્યમ સારા નાના અક્ષરે પૂરી બજેલી કાપીબુક બતાવવી.

૪૦ (ક) ગૂજરાતી ત્રીજી ચોપડીમાથી પાંચ લીટીનું ઇંગ્રેજીમાં ભાષાંતર લખવું. જોડણી ગણવામાં આવશે.

## ધોરણ ૫.

(આ ધોરણમાં જેઓ પાસ થશે તેઓ સરકારી નીચલા દરજ્જાની નોકરીમાં દાખલ થવાના પેહેલા કલાસના સરટિફિકટને લાયક થશે).

૧ લો વિષય.—ગણિત શાસ્ત્ર (૬).

ચોથા ધોરણમાં કહ્યું તેટલું, અને

૪૦ (અ) વર્ગમૂળ તથા ઘનમૂળ.

૩૦ (બ) યુક્લિડ, સ્કંધ પેહેલો.

૩૦ (ક) અક્ષરગણિત, પૂર્ણાંક સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકાર.

૨ જો વિષય.—ગૂજરાતી તથા પ્રાચીન (ક્લાસિકલ) ભાષા (૮).

ગૂજરાતી (ત્રણ કે ચાર કલાક).

૫૦ (અ) ગદ્ય. આ સાથેની યાદીમાં કહ્યા પ્રમાણે ૩૦૦ પૃષ્ઠ. અને પદ્યનાં ૩૦૦ લીટી, ગૂજરાતી વ્યાકરણ અને છંદનું પાંડિત્યજ્ઞાન (સંસ્કૃત તથા ઇંગ્રેજી વ્યાકરણ છંદ સાથે મુકાબલા સહિત). મોટાં વ્યાકરણમાંના જેવી વાક્યરચના, ટેલરનું મોટું વ્યાકરણ પૃષ્ઠ ૬૧–૧૨૮ અને પૃષ્ઠ ૧૩૭–૧૮૮. અરધી કવિતા મોંઢે બોલવી.

૫૦ (બ) વાંચેલી ચોપડીમાંની દશ લીટીનું ગુજરાતીમાં ભાષાંતર લખવું. આપેલા વિષય વિશે (ગૂજરાતીમાં) રીપોર્ટ લખવો, અક્ષર ગણત્રીમાં આવશે.

પ્રાચીન (ક્લાસિકલ) ભાષા (ચાર કે પાંચ કલાક).

૧. સંસ્કૃત.

(અ) સંસ્કૃત માર્ગોપદેશિકામાંના પાઠ ૧–૧૨, ૧૪–૧૭, અને ૨૨માંના તથા સંસ્કૃત મન્દિરાંતઃપ્રવેશિકાના ૨૪મા પાઠમાંના સંસ્કૃત મનીષનું ઇંગ્રેજીમાં મોહોડે ભાષાંતર કરવું; અને ચોજ પા-

ગ્રોમાંના ઇંગ્રેજી મનોયતનું સંસ્કૃતમાં ભાષાંતર લખવું.

૪૦ (બ) એજ પાઠોમાં આપેલા વ્યાકરણ સાથે કોઈ પણ સંસ્કૃત વ્યાકરણનો મળતો આવતો ભાગ; અને કોઈ પણ છ સહેલાં વાક્યોનું સંસ્કૃતમાં ભાષાંતર લખવું.

અથવા ૨. લાટિન.

૭૦ (અ) હેનરીકૃત લાટિન ફર્સ્ટબુક કે એવી કોઈ બીજી ચોપડીનું મોહોડેથી ભાષાંતર ડિલિકરસમાંના જેવું સેહેલું ગદ્ય ભારતરે પસંદ કરવું. સહેલાં વાક્યોનું પદચ્છેદ.

૩૦ (બ) શબ્દવિચાર પૂરો.

૩ જો વિષય.—ઇતિહાસ અને ભૂગોળ વિદ્યા (૫).

૫૦ (અ) ગ્રીસનો ઇતિહાસ, અથવા (સ્વતંત્ર આંગ્લો-વર્નાક્યુલર સ્કૂલોમાં) જગતના ઇતિહાસનો સંક્ષેપ, તથા આગલા ધોરણમાંના ઇતિહાસનું સામાન્ય નિરૂપણ.

૫૦ (બ) ઇતિહાસમાં આવેલી જગ્યાઓનું ભૂગોળ. ગોળાનો ઉપયોગ. યૂરોપ કે એશિઆના ગમે તે દેશનો રૂપરેખા નકશો. અક્ષાંશ તથા રેખાંશ સાથે હિંદુસ્તાનનો નકશો ચિતરવો.

૪ થો વિષય.—ઇંગ્રેજી (૧૦)

૮૦ (અ) વાંચન ઇંગ્રેજી કલાસિકસના ૧૫૦ પૃષ્ઠ તથા કવિતાની ૬૦૦ લીટી-૨૦૦ મોઢે ભણવી, સમજણ તથા પદચ્છેદ સાથે. મોરેલકૃત એનાલિસિસ ભાગ ૧ પ્રમાણે વાક્યોના પ્રથક્કરણ વિષે સહેલા પ્રશ્નો, અને શબ્દવ્યુત્પત્તિ.

(બ) વર્તમાનપત્રમાંથી આપેલાં વાક્યોનું ભાષાંતર લખવું. અક્ષરનો નમુનો બતાવવો. (ચોખ્ખી

નીટબુકમાં હોય તેમ.)

૩૦ (ઙ) ઇંગ્રેજીમાં ખાનગી કે સરકારી કાગળ લખવો, અથવા સહેલી વાત સ્પષ્ટ કેહેવામાં કે વાંચવામાં આવે તેનો ઇંગ્રેજીમાં સારાંશ લખવો.

સૂચના.—સરકારી સ્વતંત્ર આંગ્લો વર્નાક્યુલર સ્કૂલોમાં ઇંગ્રેજી કલાસિકસને બદલે ઉંચા વર્ગનો ઇંગ્રેજીમાં લખેલો હિંદુસ્તાનનો ઇતિહાસ વંચાવાય, અને હેડ માસ્તરે ભાષણ કરીને સમજાવવો તથા હાલની તારીખ સૂધી શીખવવો. પ્રાચિન (કલાસિકસ) ભાષાઓને થોડા વખત સૂધી અને ગૂજરાતી ભાષાને વધારે વખતસૂધી પણ ચલાવાય.

## ધોરણ ૬.

૧ લો વિષય.—ગણિતશાસ્ત્ર (૬).

પાંચમા ધોરણમાં કહ્યું, તે તથા

૪૦ (અ) ક્ષેત્રફળ.

૩૦ (બ) યુક્લિડ—સ્કંધ પેહેલો તથા બીજો, સહેલાં અનુમાન સાથે.

૩૦ (ક) અક્ષરગણિત—અપૂર્ણાંક, દ્રઢભાજક, લઘુતમ, સાદાં સમીકરણ, અને વર્ગમૂળ.

૨ જો વિષય.—ગૂજરાતી અને પ્રાચીન (કલાસિકલ) ભાષાઓ (૮). ગૂજરાતી (ત્રણ કલાક).

૫૦ (અ) આગળ વાંચેલી ચોપડીઓ ફરીથી, અને કાવ્યદોહનમાંના અપરા ભાગમાંથી ૩૦૦ લીટી; ગૂજરાતી વ્યાકરણ અને રૂપનું પાંડિત્યજ્ઞાન (સંસ્કૃત અને ઇંગ્રેજી વ્યાકરણ તથા રૂપ સાથે મુકાબલો), છંદશાસ્ત્ર તથા શબ્દવ્યુત્પત્તિ.

(બ) વાંચેલી ઇંગ્રેજી કવિતામાંની દશ લીટીનો ગૂજરાતીમાં તરજૂમો બાળબોધ અક્ષરે લખવો. જોડણી તથા અક્ષર ઉપર ધ્યાનઆપવામાં આવશે.

પ્રાચીન (ક્લાસિકલ) ભાષા (પાંચ કલાક).

૧ સંસ્કૃત.

(અ) સંસ્કૃત ત્રીજી ચોપડીની ઇંગ્રેજીમાં મોહોડે તરજુમો કરવો, અને સંસ્કૃત મન્દિરાંતઃપ્રવેશિકામાંના તેરમા પાઠના ઇંગ્રેજી મનીષનનું તથા ઓનીઅર વિલ્યમના માન્યુઅલના ૮૨-૧૨૦ સૂધીનાં મનીષનનું સંસ્કૃતમાં ભાષાંતર લખવું.

(બ) ડાક્ટર કીલહાર્નકૃત સંસ્કૃત વ્યાકરણનું સંપૂર્ણ જ્ઞાન ૩૩૨મી કલમ સુધી. સહેલા ઇંગ્રેજી ગદ્યની ૭ લીટીનું સંસ્કૃતમાં ભાષાંતર.

૨. લાટિન.

(અ) કોર્નિલ્યસ નીપોસ (૩૦ પૃષ્ટ) નો મોહોડે તરજુમો કરવો, વ્યાકરણ તથા પદચ્છેદ સાથે.

(બ) ઇન્સ્પેક્ટરે પસંદ કરેલી વાર્તાની સહેલી ૭ લીટીનો તરજુમો લખવો.

૩ જો વિષય.—ઇતિહાસ તથા ભૂગોળવિદ્યા. (૫)

(અ) રોમનો ઇતિહાસ.

(બ) પાંચમા ધોરણમાં કહ્યું તેવું ભૂગોળ, રોમના ભૂગોળ સાથે.

૪ થો વિષય.—ઇંગ્રેજી (૧૦).

(અ) ઇંગ્રેજી ક્લાસિકસનું વાંચન, ગદ્યના ૨૦૦ પૃષ્ઠ, કવિતાની ૭૫૦ લીટી (પાંચમા ધોરણમાં શીખી ગયા તેના તે ગ્રંથમાંથી નહિ). ૨૦૦ લીટી મોંદે બોલવી.

વ્યાકરણમાં પ્રથક્કરણ અને શબ્દવ્યુત્પત્તિ વિષે પ્રશ્નો.

(બ) ગૂજરાતી ગદ્ય કે પદ્યની પાંચ લીટીનું ઇંગ્રેજીમાં ભાષાંતર લખવું. અક્ષરના નમુના બતાવવા (ચોખી નોટ બુકમાં હોય તેવા).

૩૦ (ક) સહેલા વિષય વિષે સંક્ષેપ નિબંધ લખવો.

ધોરણ ૭.

મૅટ્રીક્યુલેશન.

સૂચના—સરકારી નિશાળોમાં દરેક વિષય ઓછામાં ઓછા કેટલાક કલાક સુધી ચલાવવો તે કૌંસમાં લખેલા આંકડા દર્શાવે છે. ઇન્સ્પેક્ટરની સંમતિથી એ વહેંચણ હેડ માસ્તરો ફેરવી શકે.

---

## आंग्लो वर्नाक्युलर स्कूलोने माटे गूजराती प्राचीन पुस्तको (क्लासिक्स) नी यादी.

ધોરણ ૩.

બાળમિત્રના ૧૦૦ પૃષ્ઠ, અથવા મહીપતરામની ઇંગ્લાંડની મુસાફરી પૂરી, સામળના ગ્રંથમાંથી અથવા પ્રેમાનંદના મામેરામાંથી ૨૫૦ લીટી (કાવ્યદોહન).

ધોરણ ૪.

ગદ્ય.

૦૦ પૃષ્ઠ કરણઘેલામાંથી, અથવા મહીપતરામકૃત ઇંગ્લાંડના ઇતિહાસમાંથી, અથવા નર્મગદ્યમાંના સહેલા ભાગમાંથી.

પદ્ય.

૨૫૦ લીટી સામળમાંથી, આગળ વાંચવામાં નહિ આવી હોય એવી, અથવા નરસિંહ મહેતાની કવિતા (કાવ્યદોહન).

ધોરણ ૫.

ગદ્ય.

વીરમતિનાટક (નવલરામ કૃત) પૂરું; અથવા અરતોદય (મનસુખરામ કૃત) પૂરું, સૃષ્ટિપ્રાપ્ય ઈશ્વર જ્ઞાન (ત્રીજો ભાગ): અથવા આગળ વાંચવામાં નહિ આવ્યાં હોય એવાં નર્મગદ્યના ૩૦૦ પૃષ્ઠ.

૩૦૦ શ્લોક ઓખાહરણમાંથી, અથવા નળદમયંતી વિષે પ્રેમાનંદની કવિતા.

બળવંતરામ મહાદેવરામ મહેતા,
ગુજરાતી ટ્રાન્સલેશન એક્ઝિબિશનર,

૦-૮-૦ ગોસાઈ એમગર ગોપાળગર.
૦-૮-૦ મેહેતા કાળીદાસ દેવશંકર.
૦-૪-૦ જમાદાર માતાસરણ.
૦-૮-૦ શા. પીતાંબર મકનજી.
૦-૮-૦ શા. છગનભાઈ દાળજી
૦-૮-૦ શા. ભગવાન નરસીંહદાસ.
૦-૮-૦ ભટ. દામોદર રામશંકર
૦-૮-૦ શા. ઝવેર નરસી.
૦-૮-૦ નાયકદાર હીરાલાલ ઈશ્વર.
૦-૮-૦ શા. મૂળજી હરિભાઈ.
૦-૮-૦ કલાલ મીઠારામ મોરારજી
૦-૮-૦ પરી. કાળીદાસ કુંવરજી.
૦-૮-૦ શા. જેઠા વ્રજલાલ.

સદરહુ રૂપીઆમાંથી રૂ૧૩)નું ઇનામ આપી બાકીના રૂપીઆમાંથી નિશાળના ઉપયોગ સારૂ પુસ્તકો ખરીદ કરવાનો ઠરાવ કરી સભા બરખાસ્ત થઈ તા. ૨૦ સપટેંબર ૧૮૭૧ ગોધરા.

LALBHAI RUPRAM.
આ. ડેપુટી એ. ઇન્સ્પેક્ટર. પં.મ.

---

# સરક્યુલર.

નં. ૨૩૮ સન ૧૮૭૧-૭૨

ઉત્તર પ્રાંતની સરકારી નિશાળોના મેહેતાજીઓને સુચના.

નિશાળની પરીક્ષા લીધા પછી મેહેતાજી અથવા નિશાળીઆઓને રજા આપવાની મેમ્બરોને અખત્યાર નથી.

જે મેહેતાજીઓ એવી રીતની રજા ભોગવશે તેમને વગર રજાએ ગેરહાજર ગણી શિક્ષા કરવામાં આવશે.

તા. ૨ માહે સપટેંબર સન ૧૮૭૧

G. BUHLER.
આ. એ. ઇ. ઉ. ભા.

ત્રીજા ધોરણમાં ભૂગોળવિદ્યાના વિષયને સારૂ ૧૦ કલાક જુલાઈ માસના અંકમાં જે ધોરણો છપાયાં છે તેમાં બએલાં છે, પણ મૂળ ઇંગ્રેજી સાથે સરખાવી જોતાં માલમ પડે છે કે તે ઠેકાણે ત્રણ કલાક જોઈએ.

હિંદુસ્તાનનો ઇતિહાસ કવિતામાં પૂર્ણાનંદ મહાનંદે બનાવ્યો છે તેની એક નકલ અમને પોહોંચી છે, એ બનાવનાર અમદાવાદની બીજા નંબરની બ્રાંચસ્કુલનો વિદ્યાર્થિ છે! નાના કદના સોળ પૃષ્ટના એ સંપડીછે અને કિંમત દોઢ આનો રાખી છે. નિશાળીઆઓ પાતાનો પાઠ છોડી કવિતાના છંદમાં પડે એ અમને બિલકુલ પસંદ નથી, પણ આ બાબસે તો પોતાના અભ્યાસનાવિષય ઉપરજ લખ્યું છે માટે અમે ખુશ થઈએ.

# गुजरात शाळापत्र

પુસ્તક ૧૦મું. અમદાવાદ, નવેંબર-ડિસેંબર સને ૧૮૭૧. આંક. ૧૧-૧૨મો.

## गमाण मागणी.

### કુવા ભરતરી તથા વીધાં દોરી.

આપણા ગુજરાત પ્રાંતમાં ઘણીખરી જગાએ સરખું માપ ન હોવાને લીધે સંસાર વ્યવહારનાં ઘણાં કામમાં એક જીલ્લાના લોકને બીજા જીલ્લામાં કેટલીક અડચણ પડેછે, એ અડચણ દૂર કરવાને હાલમાં સરકારે તમામ ઠેકાણે સરખે માપથી માપણી કરાવવા માંડી છે તેથી આગાડી જતાં લોકને સુખ થશેજ. તોપણ જીલ્લાઓમાં જે જૂદાં જૂદાં માપ તથા ગણત્રી ચાલેછે તે ગુજરાતના દરેક જીલ્લાના વતનીએ તેમાં અવસ્ય કરી મેહેતાજીઓએ જાણવાં જોઇએ, કારણ કે આ પ્રાંતમાં ઘણા નિશાળો નીકળવાથી એક જીલ્લામાંથી બીજા જીલ્લામાં ઘણાક મેહેતાજીઓનું જવું થાયછે. તેઓએ તે જીલ્લાના ગામડામાં ચાલતા આવેલા રીવાજ પ્રમાણે હિસાબ આદિકનું જ્ઞાન મેળવવું જોઇએ; ને જો તેમ ન થયું તો ગામડીઆ લોકમાં તે મેહેતાજી ગમે એવા વિદ્વાન હોય તોપણ પોસાતો નથી એટલુંજ નહીં, પરંતુ કેટલાક ગામડિયા લોકો એવા હીસાબ તેમના છોકરાઓને પૂછેછે, ને ન આવડ્યા એટલે સરકારી નિશાળ વિષે હલકું મત લઇ વિદ્યા પારાયણ કરનાર ગામઠી મેહેતાજી પાસે ગામઠી નિશાળ બેસાડાવેછે, તેથી કરીને કોઇ કોઇ ગામમાં એવી ગામઠી નિશાળથી સરકારી નિશાળની આબાદીનો ભંગ થાયછે. વિશેષે કરી ભરૂચ જીલ્લાના કેટલાક ગામોમાં જે ખામીથી ગામઠી નિશાળ બેસેછે તે દૂર થાય, એવા ઇરાદાથી ઉપલી બાબતપર લખવાને મારા મનમાં ઘણા દહાડાથી હતું તે હાલમાં હું આપના પત્રની મારફતે બહાર પાડવા ચાહુંછું તેને આપ મેહેરબાની કરી જગા આપશો.

ગભાણ ભાગણી—ગભાણ શબ્દ ઘણું કરીને ભરૂચ જીલ્લા વગર બીજા જીલ્લામા ભાગ્યેજ બોલાતો હશે. ગભાણ એટલે ઘર બાંધવાની પડતર જમીન, ખંડેર. એવા ખંડેરનું માપ લેવું હોયતો તેમાં નીચેનું કોષ્ટક કામમાં આવે છે.

| | |
|---|---|
| ૧૬ ઝટકાનું = ૧ લટકું. | ૨૦ વિશ્વાસી = ૧ વસો. |
| ૧૬ લટકા = ૧ આની | ૨૦ વસાનું = ૧ વીઘું. |
| ૧૬ આનાની = ૧ વિશ્વાસી. | |

રીતી—એવા ઘર બાંધવાની જમીનનું ચતુર સીમાનું માપ લેવુ. અને ઉત્તર દક્ષિણનુ જે માપ આવે તેનો સરવાળો કરવો ને તેનું અર્ધ કરવુ. તેવીજ રીતે પૂર્વ પશ્ચિમ માપનો સરવાળો લઇ તેનું અર્ધ કરવું. હવે બને અર્ધનો ગુણાકાર આણપ્રણ ગુણાકારની રીતે કરવો. જે આવશે તે પાકા વસા વિસવાસી થશે.

દાખલો. ૧—એક अ ब क ड ગભાણ છે. જેની ચતુર સીમાંનું માપ નીચે પ્રમાણે છે. તે ગભાણ કેટલું થશે?

| | વ. વિ. | | વ. વિ. |
|---|---|---|---|
| ઉ=अ ब | =૨—૩ | પૂ. अ ड | =૭—૫ |
| દ=क ड | =૪—૩ | પ. क ब | =૬—૫ |
| | ૬—૬ | | ૧૩—૧૦ |

રીતમાં કહેવા પ્રમાણે ઉત્તર દક્ષિણનો સરવાળો ૬ વસાને ૬ વિશ્વાસી થઇ, તેમ પૂર્વ પશ્ચિમનો સરવાળો ૧૩ વસાને ૧૦ વિશ્વાસી થઇ. હવે એ બને સરવાળાનું અર્ધ નીચે મૂક્યું.

વ. વિ. આ.
૩ ૩
૬॥ ॥
૧૮
૨॥
૦)ः
॥ ०। ः
સરવાળો. ૨૧॥ ३॥ ः

હું ગભાણ ભાગણીમા વસા ઉપર જે વિશ્વાસી મૂકાય છે તેને આને

૪૦૦ સમ ચોરસ તસુ=૧ સમચોરસ ગજ.

```
     ૮
    ૨૦
 ૪) ૧૬૦
    ૪૦
    ૪૦
  ૧૬૦૦
   ૧૦૦
૪૦૦) ૧૬૦૦૦
    ૪૦
    ૩૦
  ૧૨૦૦
```

રીતમાં કહ્યા પ્રમાણે પરાઘના તસુ કર્યા, તેને ચારે ભાગી વર્ગ કર્યા, વર્ગને લંબાઇના ગજે ગુણ્યા, તો સોળ હજાર તસુ થયા. તેને ૪૦૦ ભાગી સમચોરસ ગજ કર્યા તો ૪૦ થયા. તેને ૩૦ ગુણ્યા તો બારસે મણ જવાબ આવ્યો.

જવાબ ૧૨૦૦ મણ

વીઘાં દોરી—એમાં પણ ગભાણ ભાગણી જેવુંજ છે. ફક્ત ફેર એટલોજ કે ગભાણ ભાગણીમાં ૩ા ને ૩ાનો ગુણાકાર ૧૨ા મૂકેછે, ને વીઘાં દોરીમાં ૧૨ મૂકયે. ૦ા નો ૦ા નો ગુણાકાર ૦ ચલાવતા નથી.

ગભાણ ભાગણીમાં આવેલું કોષ્ટક આમાંજ લેવાય છે, અને તે કોષ્ટક જણાવેલા માપનો એક બીજા સાથે ગુણાકાર કરતા શું શું આવેછે તે નીચે બતાવ્યું છે.

૧. વસાનો ને વસાનો ગુણાકાર વિશ્વાસી થાય.
૨. વસાને વિશ્વાસીએ ગુણીએ તો આના થાય.
૩. વસાને આંને ગુણીએ તો બટકાં થાય.
૪. વસાને બટકે ગુણીએ તો ઝટકું થાય છે.
૫. વિશ્વાસીને વિશ્વાસીએ ગુણીએ તો લટકું થાય.
૬. વિશ્વાસીને આને ગુણીએ તો ઝટકું આવે.
૭. વિશ્વાસીને બટકે ગુણીએ તો ઝટકાનો ૧૬ મો ભાગ આવે.
૮. આનાનો ને આનાનો ગુણાકાર ઝટકાનો ૧૬ મો ભાગ.

તે તળાવ ખોદ્યું, ને તેનુ માપ કાઢ્યુ, તો વચલી म ચોકડી ૦॥ ગજ ૧॥ તસુ ઉંડી ખોદાઈ, તેમજ ચાર ખૂણા વાળી अ, ब, क, ड, ચોકડી અનુક્રમે ૦॥।૪, ૦॥।૨ ૦॥।૩॥ ૦॥।૫ ગજ તસુ થઇ, ત્યારે તે તળાવમા કેટની ચોકડી પડી હશે, ને એક ચોકડીના રૂ૦-૧૨-૦ પ્રમાણે તે તળાવની કેટલી કિંમત થાય?

अ ૯૦ ब

| | | | | |
|---|---|---|---|---|
| | ૦॥।૪ | | ૦॥।૨ | |
| ૭૫ | | म ૦॥।૧॥ | | ૭૫ |
| | ૦॥।૩॥ | | ૦॥।૫ | |

क ૯૦ ड

રીતમા કહ્યા પ્રમાણે પ્રથમ સમાતર બાજુ ચોખૂણનુ ક્ષેત્રફળ કર્યુ તો ૬૭૫૦ થયું. હવે પાચ ખૂણાની ઉંડાઈનો સરવાળો લીધો તો ૪) ૪) ગજને ચાર તસુ થયા. તેને પાચે ભાગ્યા તો ૦॥।૨ગજને બે તસુ આવ્યા. એ પોણો ગજને બે તસુ ને ઉપના ક્ષેત્રફળે ગુણ્યા.

૯૦×૭૫=૬૭૫૦

૦॥।૪+૦॥।૨+૦॥।૩॥+૦॥।૫+૦॥।૧॥=૪) ૪)

૫) ૪) ૪)
૦॥। ૨

૬૭૫૦×૦॥।૨=૫૬૨૫

૫૬૨૫+૬૪=૮૭॥। ૯

ચોકડી ગજ.
૮૭॥। ૯
૦॥।
૬૫॥
~૦॥।—
૦)—॥।

જવાબ ૬૫॥।=॥।

પાચ હજાર છસેં ને પચીશ ગજ થયા તેની ચોકડી કરવા સારૂ ૪-૪ ગજે એટલે ૬૪ ભાગ્યા તો પોણી આવ્યાથી ચોકડીને નવ ગજ આવ્યા. તેની કીમત રીતમા કહ્યા પ્રમાણે કાઢી, તો દર ચોકડીના

ભાર આના પ્રમાણ કરતાં સત્યાશી પોણું સવા પાઈક ને પોણે પોણે નવ આના, ને ચોસઠ ગજના ભાર પ્રમાણે નવ ગજની કિંમત પોણા બે આના થઈ તે ઉમેરતાં પોણા છાસઠ રૂપિયા પોણા ત્રણ આના થયા એ જવાબ.

કોટડાભરતરી—ગામડામાં માટીનાં ઘર બનાવે છે, ને તેની દિવાલ પહોળું કરીને ઓઠ લોક માટીની ચણે છે તેનું માપ કહાડવાની રીત. જેટલા ગજ લાંબું તથા ઉંચુ કોટડું કહ્યું હોય તેનો ગુણાકાર કરવો, પછી તેનું અર્ધ કરવું, ને જે અર્ધ આવે તેનું સવાયું કરવું, ને બીજા અર્ધનું દોઢું કરવું.-પછી તે બે અર્ધના સવાયા દોઢાનો સરવાળો લઈ એક રૂપૈયાના જેટલા ગજ ગણી આપવાનો ઠરાવ કર્યો હોય તેણે ભાગ મૂકી કિંમત કાઢવી.

દાખલો ૧ એક ઘરના કોટડાનું માપ નીચે મુજબ આપ્યું છે. ને રૂ૧)ના ૩૨ ગજ લઈ તે ઘરના કોટડાની મજૂરીની કેટલી કિંમત થશે

| લાંબી. | | ઉંચી. | | |
|---|---|---|---|---|
| ગજ. | | ગજ. | | |
| ૧૦ | X | ૭ | = | ૭૦ આગળાં નેવાંની ભીંત. |
| ૧૦ | X | ૬ | = | ૬૦ આગળા ગુડા (બારશાખ)ની ભીંત. |
| ૧૦ | X | ૧૧ | = | ૧૧૦ ઉત્તર દિશાનો કરો. |
| ૧૦ | X | ૧૧ | = | ૧૧૦ દક્ષિણ દિશાનો કરો. |
| ૧૦ | X | ૬ | = | ૬૦ પાછલા ગુડાની (ઓરડાની બારશાખની) |
| ૧૦ | X | ૭ | = | ૭૦ પાછલા નેવાંની. |

કુલ. ૫૪૦ રીતમાં કહ્યા પ્રમાણે લંબાઈ તથા ઉંચાઈના ગુણાકાર કરી.

પેહેલું અર્ધ ૨૭૦ X ૧¼ = ૩૩૭॥ તેનો સરવાળો કરતાં ૫૪૦ થયા.
બીજું અર્ધ ૨૭૦ X ૧॥ = ૪૦૫ તેનું અર્ધ કર્યું તો ૨૭૦ થયા.

સરવાળો. ૩૨ ) ૭૪૨॥ પેહેલા અર્ધને એટલે ૨૭૦ને સવાગણા
 ૨૩-૩-૩ કર્યા તો ૩૩૭॥ થયા. તેમજ બીજા

અર્ધને દોઢા કરતાં ૪૦૫ થયા, જુમલે બંનેનો સરવાળો કરતાં ૭૪૨॥ થયા. તેને રૂ૧)ના ૩૨ ગજે ભાગતાં ત્રેવીશ રૂપીયા ત્રણ આના ને ત્રણ પાઈ.

જુદી જુદી જાતના લાકડાના પાકો ગજ ૧નું કેટલું વજન થાય છે તે નીચે બતાવ્યું છે.

મણ.

| | | | |
|---|---|---|---|
| ૧૬ | સાગ. | ૨૪ | એર. |
| ૧૮ | રાયણ. મહુડો. | ૫૨ | પથ્થર આડદીયો ધનગજ. |
| ૨૦ | સીસમ. | ૬૪ | કાળો પાકો પથ્થર. |
| | | ૯૦ | સીસું. |

ખીમજી પ્રેમજી.

સરકારી નિશાળના મેહેતાજી ટંકારીઆ.

---

## हिंदुस्तानमां एक भाषा.

દરેક દેશનું પ્રબળ તેના ઐક્ય ઉપર આધાર ગણે છે, અને તે ઐક્ય ભાષા, જાતિ, ધર્મ, રીતભાત, અને રાજ એક હોવાથી ઉત્પન્ન થાયછે. માટે દેશાભિમાની પુરૂષોનું મન સ્વભાવિક રીતે એ સાધનો તરફ જીવનમાં જે જે વાતની ન્યૂનતા માલમ પડે છે તે ટાળવાની વૃત્તિ પેદા કરેછે. આ ભરતખંડમાં એક ભાષાની જરૂર છે એ બાબત આપણા એજ્યુકેશન ઇન્સ્પેક્ટરના શિરસ્તેદાર ગણપતરાવે શાસ્ત્રીએ કેટલાએક મહીના ઉપર ચોપાનીઆની આકારમાં એક કાગળ છપાવીને હિંદુસ્તાનના બધા ભાગમાં કેળવાએલા ગૃહસ્થ ઉપર મોકલ્યો હતો. એ વિચારને ઉત્તર હિંદુસ્તાનમાં ઘણા ખરા વર્તમાન પત્રો તરફથી પુષ્ટિ મળી છે, પણ દલગીરીની વાત છે કે આપણી તરફ તો બે ત્રણ પત્રવાળાઓએજ એ વિચારને ઉપરટથી ઝીલી લીધો, અને ખાનગી મંડળોમાંતો એની ચર્ચા ચાલીજ નહીં. હિંદુસ્તાનમાં ભાષાનું ઐક્ય જોવાનિ આ લખનારે ઘણી વરસથી આતુર ... જેણે કેટલેએક પ્રસંગે એ વિચાર જાહેરમાં પણ મુકયો છે, તેથી ... દલગીર છે કે શાસ્ત્રીના આ સ્તુત્ય પ્રયત્નને ગુજરાતી ભાઇઓ ... જન હજી મળ્યું નથી. બધાએ એ વિચાર સ્વિકારી ... હેવાની મતલબ નથી, પણ એ વિષે ચર્ચા ચલાવવી જવાબ દેવાને ... જ સમજીએ છીએ, માટે એ બાબત ચર્ચા ચાલે

અને જે જે પૂર્વપક્ષ હોય તે વિષે જાહેર વાદ થાય એવા ઇરાદાથી આ બાબતને અમે છેડવાનો વિચાર કરીએ છઇએ. જે જે વિદ્વાનને એ વિષયપર યોગ્ય ચર્ચા ચલાવવી હશે તેને આ પત્ર ખુશીની સાથે જગ્યા આપશે.

આપણે આ દેશ વિસ્તારમાં જોઇએ તો એક ખંડજ છે. એમાં ઐક્યના સાધનો એકઠાં થવાં બહુજ દુર્લભ. તથાપિ ઇશ્વર કૃપાથી કેટલે દરજ્જે બધાં છે, અને તે શુભ કારણને લીધેજ એ એક દેશ કહેવાય છે. ખરે, આપણા દેશનું સમૃદ્ધિબળ જેમ હજી કેવળ અપ્રફુલ્લિતજ છે તેમ આપણી જનૈક્ય શક્તિઓ પણ આપણા અજ્ઞાન તથા દુર્દૈવને યોગે દટાઇજ રહેલી છે. બાકી, ભરતખંડ તે ખરેખરો ઇશ્વરનો કૃપાપાત્રજ દેશ છે. એમાં સઘળા પ્રકારની ઉત્કૃષ્ટતા મેળવવાનાં બીજ છે. આપણને એ બધાં બીજને યોગ્ય રીતે સિંચન કરતાં નથી આવડ્યું, અને તેથી આપણે નિર્માણ કરેલી પૂર્ણતાને પામી શક્યા નથી. હવે, બીજી વાત આઘી મૂકી આપણામાં ઐક્યના કેટલાં સાધનો છે તે જોઇએ. આ દેશનો ઘણો ભાગ ધર્મ અને જાતિમાં તો એક છેજ, અને એ ઐક્ય એટલું પ્રબળવાન છે કે તે મોટામાં મોટા બળાત્કારની સામે થઇ શક્યું છે. પ્રાંતપરત્વે રીતભાતમાં કેટલોએક ફેર છે, પણ તે ઘણો નથી. એક બંગાળી ગૂજરાતીથી રીતભાતમાં જૂદો છે તે કરતાં તેને મળતો વધારે છે. હિંદુસ્તાનના અર્વાચીન ઇતિહાસનું આપણે સારશોધન કરીશું, તો માલમ પડશે કે સઘળા ઐતિહાસિક પ્રસંગોનું વલણ રાજનું ઐક્ય કરવા તરફ હતું. વિક્રમાદિક ચક્રવર્તી રાજાઓના વખતમાં આ દેશ પૂર્વ સઘળા પ્રકારના ઐક્યથી ઝળકી રહ્યો હતો, અને તે ઐક્યના પ્રમાણમાંજ તે સમયની સ્થિતિ દેશાભિમાનીને સંપૂર્ણ સંતોષ પમાડે એવી હતી. પાછળથી ઐક્ય તૂટવા લાગ્યું, અને પડતી આવી. મુસલમાનોના આવ્યા પહેલાં તો દેશની અંદરની અવસ્થા એવી થઇ ગઇ હતી, કે પરદેશી રાજ્યના દારૂણ ઔષધનું સેંકડો વર્ષ સેવન કર્યા સિવાય તે રોગ કદી મટે નહીં એવું થઇ રહ્યું હતું. મુસલમાનો આવ્યા, અને રાજનું ઐક્ય થવા લાગ્યું. ઔરંગઝેબના રાજમાં એ ઐક્ય સંપૂર્ણ થઇ રહ્યું, પણ એ વિષવત્ ઔષધે ભરતખંડના અંગમાં બીજી એટલી ખરાબી પેદા કીધી હતી કે તેને તે અવસ્થામાં છૂટો મૂકવો એ જગતના દયાળુ નિયંતાની ન-

સંઘળો સંસારી વ્યવહાર પોતપોતાની પ્રાકૃત ભાષામાં ચાલવા લાગ્યો. એ અરસામાં બધી પ્રાકૃત ભાષાઓ ભાષારૂપે ખરેખરી બહાર પડવા લાગી એમ કહીએ તો ચાલે, કેમકે હવે તેનું કવિ વિગેરે વિદ્વાનોથી ખેડાણ થવા લાગ્યું. ઘણાખરા ગૂજરાતી મરાઠી વગેરે ભાષાઓના પુસ્તકો એ વખતથીજ સારા પાયાપર રચાવા લાગ્યા. વૃજ ભાષા તો પ્રથમથીજ બોલાતી હતી એ ઉપર જણાવ્યું છે. હમણા તેનામાં વિકાર થવા લાગ્યો. શાહજહાનને અર્પણ કીધેલા સુંદરશૃંગાર અને કેશવદાસની ભાષામાં અશમાન જમીનનો ફેર માલમ પડે છે, તો પછી પાછળના વખતનું શું કહેવું! ધીમે ધીમે વૃજભાષા ઉર્દુમાં ભળી જવા લાગી, અને હાલ તે હિંદી નામે ઓળખાય છે તેમાં અને ઉર્દુમાં થોડોજ ફેર છે. એ બંને હિંદુસ્તાની કહેવાય છે; એ હિંદુસ્તાનીનું જોર મુગલાઇ વખતમાં ઘણુંજ વધ્યું. જ્યાં જ્યાં એમનું રાજ થયું ત્યાં એ ભાષા સંભળાવા અને બોલાવા લાગી, એટલે, આખા હિંદુસ્તાનમાં એ ભાષા ફેલાઇ ગઈ. મોગલનું રાજ તેની ચઢતી કળામાં આખો દેશ ઉપર છાઇ વળ્યું હતું, પાછળથી એ રાજ તો ગયું પણ ભાષાનો અમલ કાયમ રહી ગયો.

ઉપર કહયું તે પ્રમાણે જ્યારે ઇંગરેજ સરકારનું બધા મુલકમાં રાજ નહુંઅને તેને ચાળીશ પચાસવરસ કરતાં વધારે વખત થયો નથી;ત્યારે જન ભાષા હિંદુસ્તાની હતી અથવા જન ભાષા નહી તો પણ તે એવી ભાષા તો હતી કે હિંદુસ્તાનના ઘણાભાગના બધા લોકો સમજી શકતા અને ભાંગી તૂટી બોલી પણ જાણતા. બેશક અંગરેજી રાજ્યથી એ ભાષાનો વધારો તો બિલકુલ અટકી ગયો અને તેનું જોર કાંઇક નરમ પડવા લાગ્યું, તોપણ ભાષા સંબંધી ઐક્યની તપાસ કરનારને બરાબર તોલ કરવાની જરૂરછે કે હાલ હિંદુસ્તાનીનું કેટલું જોર ઓછું થઈ ગયુંછે. ઉત્તરહિંદુસ્તાનમાં એટલે નર્મદા નદીના ઉત્તરના બધા દેશોમાં તો બેશક બધે એ હજુ બરોબર સમજાયછે, અને દક્ષિણમાં પણ મુસાફરોની ભાષા એજ છે એમ સારી સત્તાથી અમારા જાણવામાં આવ્યું છે. ગાયનમાં તો એ ભાષાનો અમલ હજી બધે સંપૂર્ણ રીતે ચાલે છે; અને આપણા ગૂજરાતમાં પણ ઘણા એવા છે કે તેનાં કાનને હિંદુસ્તાની શિવાય બીજી કોઇ પણ ભા-

ષામાં કવિત સવૈયા સાંભળવા ગમતા નથી. જૂના કવિવર્ગમાં તો હિંદુસ્તાની ફક્ત ભાષા એજ નામથી ઓળખાય છે. હાલ હિંદુસ્તાનમાં મુસાફરી કરવી હોય તો હિંદુસ્તાની ભાષા જાણવી અવશ્યની છે. એજ કારણને લીધે વેરાગીઓ બધા એ ભાષા બોલે છે અને પોતાની કવિતા તે ભાષામાં કરે છે. માટે આજપર્યંત હિંદુસ્તાની જનભાષા નહીં તો પણ યૂરોપમાં જેવી ફ્રેંચ ભાષા છે તેવી એ આપણા દેશમાં છે એમ કહ્યા વિના ચાલતું નથી. પણ આગળ એ એમ રહેશે એ મોટો સવાલ છે, અને જો નહી રહે તો તેની જગા કોઇથી પૂરી પડશે કે નહી તેનો પણ વિચાર કરવો જોઇએ. જો વખતને પોતાનું કામ કરવા દઇએ અને આપણે આપણી તરફથી કાંઈ પણ ન કરીએ, તો અમને તો લાગે છે જતે દહાડે પ્રાંત પ્રાંતની ભાષા કેવળ જૂદી થઇ જશે, અને આ એક દેશના ભાષાની બાબતમાં તૂટીને ઘણા કકડા થઇ જશે. એમ થવાનું એક બીજું મોટું કારણ છે. પ્રાંત પ્રાંતની ભાષા હાલ બહુજ છૂટી છૂટી પડવા લાગી છે અને તેથી થોડાં વર્ષમાં પ્રથક પ્રથક વૃદ્ધિથી એવાં રૂપ થઇ જશે કે તેઓ વચ્ચે હાલ છે તે કરતાં સો ગણો તફાવત પડી જશે. હાલ જેવી મરાઠી કે હિંદુસ્તાની શીખવા સેહેલી લાગે છે તેવી થોડાં વરસ પછી નહીં લાગે, મુસાફરને એક પ્રાંતથી બીજા પ્રાંતમાં જતાં કોઈ સામાન્ય ભાષા નહીં મળે અને જે વિદ્વાનને પોતાના દેશમાં કયા કયા પુસ્તકો લખાયા છે કે લખાય છે તે જાણવાની ઇછા હશે તેને હિંદુસ્તાનની બધી ભાષા શીખવી પડશે; અને તે શીખતાં બહુજ મહેનત પડશે. થોડાથીજ એમ થઈ શકશે અને એમ થયું કે આપણે એક જાતના, એક ધર્મના, અને એક રાજના હિંદુભાઇઓ એક બીજાથી વિદ્યાની બાબતમાં બહુજ વખૂટા પડી જઇશું, અને જ્યારે વિદ્યાની બાબતનું ઐક્ય તૂટયું, ત્યારે પછી કઈ જાતનું ઐક્ય રહેવાનું હતું, અને રહ્યું તોપણ તે શા અર્થે આવનાર છે? પછી તો હિંદુસ્તાન દેશ મટીને અંગરેજોના હાથ નીચેના એશિઆના પ્રાંતો એ નામેજ ઓળખાવા લાયક થશે!

આજે અમે ભયાનક ચિત્ર આપ્યું તે અમારી કલ્પનાનું કાંઇ નથી, પણ સઘળા ખરા વિદ્વાનો (દેશી કે યુરોપીઅન) તેનાથી સારી પેઠે જા-

ણીતા છે. તેઓની તરફથી એ બાબત કાંઇ કાળજી જોવામાં આવતી નથી તેનું કારણ એ છે કે કેટલાએક એમ સમજેછે કે જતે દહાડે અંગરેજી દેશ ભાષા થશે. એ વાત અમને તો કોઇ પ્રકારે સંભવિત લાગતી નથી. કદાપિ વિદ્વાનોની એ ભાષા થાય, પણ ઘરમાંતો કદી પણ એ બોલાય એવો દહાડો આવે એ અમારાથી મનાતું નથી. પણ અમે અમારી કલમ અહીંયાંથીજ અટકાવીએ છઇએ, અને પૂર્વ પક્ષની રાહ જોઇએ છઇએ. દેશમાં એક ભાષા હોય તો સારૂં એ તો કોઇ પણ ના કહેતું નથી, પણ કેમ થાય એ વાતની તકરાર છે. કેટલા એમ માને છે કે, અંગરેજી થવામાં લાભ છે અને તે થવાનાં ચિન્હ જણાય છે. એ વિચાર ઘણું કરીને પરદેશીઓનો છે. દેશીમાંના ઘણા ખરા તો એ બાબત સમજતા નથી અથવા તેની કાંઇ કાળજી રાખતા નથી. જેઓને એ બાબત સમજાય છે તેમાંના ઘણા ખરા તો હિંદુસ્તાનીનેજ દેશભાષા થએલી જોવાને ઇચ્છે છે. પણ વળી અહીંયા બે પક્ષ છે. કેટલા એમ સમજે છે કે એ વાત ઇચ્છવા યોગ્ય છે, પણ થઇ શકે એવી નથી. સામા પક્ષના એમ કહે છે કે એ નાહિંમતના બોલ છે, આગ્રહ ને સંપના બળ આગળ કાંઇ અશક્ય નથી, અને હિંદુસ્તાની ને હિંદુસ્તાનની ભાષા કરવી એના જેવું કાંઇ સહેલું નથી.

આ પ્રમાણે આ તકરારનું સ્વરૂપ ગુજરાતી ભાઇઓની આગળ મૂકી અમ તેમને એ વિષયપર ગંભીરાઇથી વિચાર કરવાની ભલામણ કરીએ છઇએ, અને ફરીથી કહીએ છઇએ કે એ બાબત ચર્ચા ચાલેલી જોવાને અમે ઘણા આતુર છઇએ.

---

## मांडवी परगणामां बोलाती काळीपरजनी भाषा.

માંડવી પરગણું સુરત જીલ્લામાં છે. એ પરગણાંમાં જે લોકો ડુંગરામાં વસેલા છે તેમને કાળીપરજના લોકો કહે છે, અને તેમના ત્રણ વર્ગ છે:– ચોધરા, ગામતા, અને વસાવા (ભીલ). એ લોકો દૂર દૂર છાપરાં બાંધીને રહે છે. ગામમાં રહેતા નથી. કેમકે એમને એવી રીતે રહેવાનો અસલથી મહેવાસ નથી.

૧. વસાવા એ લોકો અસલ ચોરીનો ધંધો કરતા હતા, પણ હાલમાં તો અંગ્રેજ સરકારના અમલમાં એમનું જોર નરમ પડ્યું છે, અને એમનું કાંઇ ચાલતું નથી. તેથી કરીને પોતાની અસલ રીત છોડીને તેમાંના કેટલાક ખેતીનો તથા રાની લાકડાં વાઢવા વિગેરેનો ધંધો કરે છે. એમનામાં જે મોટામાં ગણાય છે તેને નાએક કહે છે, અને હાલમાં પણ તેના કહ્યા પ્રમાણે સર્વ ચાલે છે. એ લોકો મુએલાં ઢોર (ઢાંઢો) ખાય છે.

૨. ગામતા એ લોક વસાવાથી જરા ચડતી પંક્તિના ગણાય છે. એ ખેતીનો ધંધો કરે છે. એમની બોલી વસાવાની બોલીથી કેટલીક નોખી છે. એ લોકો જ્યારે દેવને પૂજે છે ત્યારે કીડાનું ભક્ષ કરે છે.

૩. ચોધરા એ લોકો ઉપર કહેલા તેના કરતાં વધારે સુઘડ છે, એ લોકો તમામ ખેતીનો ધંધો કરે છે, અને એ ઉપર તથા ખજુરા ઉપર એમનો બધો આધાર છે. વળી એ લોકો ઘણાં ઢોર પાળે છે, અને એમના ગોવાળીઆઓ તાડના પતીઆની પીપી કરીને વગાડે છે, તેને એ લોકો (ડોનરૂં) કહે છે, એ ડોનરૂં વગાડે છે ત્યારે ઘણા માણસ એકઠા થાય છે, અને નાચે છે. પછી તાડી પીને ખૂબ મઝા ઉડાવે છે. એ ત્રણે વર્ગના લોક બહુજ વેહેમી છે, અને દેવ તથા ડાકણ ભૂતડાંને બહુ માને છે. એમનામાં કોઇ માણસ માંદુ પડે તો તરત એવો વેહેમ લાવે છે કે ફલાણી ડાકણ તથા ભૂત વળગ્યું તેથી માંદું પડ્યું. તેથી તેઓ ભૂવાને ત્યાં જાય છે. તે ભૂવો માંદા માણસને જુએછે, અને કાંઇ ઓસડ નહી કરાવતાં ફલાણા દેવ પાસે જાઓ. એવા અથડામણમાં વધારે માંદું પડે છે. અને કાંઇ ઓસડ કરતા નથી તેથી ઘણા ખરાં એવા વેહેમમાંને વેહેમમાં મરી જાય છે. એ લોકોના દેવનાં નામ.

૧ અહીંદોદેવ, ૨ વેરી દામણ દેવ, ૩ ગોફણા દેવ, ૪ સમંખા દેવ, ૫ કાકાબળીઆનો દેવ, ૬ વાઘોરાત દેવ, ૭ સીમારીઓ દેવ, ૮ જોગણા દેવ, એ વગેરે ઘણા નામ છે. એ દેવોની જૂદી જૂદી માનતા ચાલે છે, અને નાળિએર, ફુલ તથા ચોખા અને કુકડો ચઢાવે છે, અને ત્યાં ભૂવા પાસે ધૂણાવે છે. એમના દેવ માટીના ઘોડા તથા ગજેક ઊંચા ગોળ ઘુમટના આકારે માટીના છે. અને જ્યાં દેવનું સ્થાનક હોય છે ત્યાં આશરે એ-

| | | | |
|---|---|---|---|
| ૫૧ થોડી રોટલી. | કુટકો. | વાહભાકુ. | જરાક માંકુડે. |
| ૫૨. ઘી. | ધીંહીં. | તેન. | તેન. |
| ૫૩ બેનના વરને. | પાહ્યોહો. | પોહ્યો. | પાવડી કુંહો. |

ચોધરા બોલે છે. ખાટી મીંટી બબદાવે ઘરના ધણીયાને અને ઘીની વાડકી કીંકરા વેરાની આપાનીઆને (કોઇ પરોણો આવે તેને તો ઘીની વાડકી જોઇએ, અને આપણે તો દાળ બાજી પણ ચાલશે.) સાગાનો પાન ખરખરે રાનીબીલાકું ડરકરે (જરાક સાગનું પાતરૂં ખખડે કે રાનીબીલાકું નાશી જાય). એ લોકો સવારના ખાય છે, તેને સેલું કહેછે. અને બપોરનાને (બોપૈરૂ) અને સાંજનાને (સાંજલો) કહે છે. (સાળી તું કયાં ગએલી હતી). સાળીહી કોછી ગઇ હીચન માંટુડે. (આજ સગાઇ કરીને દારૂતાડી પાવાનો છે), વેવા કરવાનાઓ, અને આજ તે પીવાણ પાવાનીઆઓ.

(તમે કયાં જાઓ છો, હું પરોણે જાઉંછું). દોયા જાતરો પારણા જાતમ, અને વશાવા લોક ઓંચી જાતાહું પોરાણા જાતમ. (ખેતરમાં ગયો હો). ખેત ગોનો, અથવા કાંછે ગોનારો, એંહે ગોનારો. અને વશાવા લોક ખોછી ગોયનુરા. ઓંહુંગોયનારા.

મોનભાઇ નીછાભાઇ.
મોજે થડવાવના મેહેતાજી.

---

## ट्रैनिंग कालेजनी वार्षिक परिक्षाना सवालो.

### બીજા વર્ષના ક્રમ.

#### અંકગણિત.

૧લો. મારી પાસે રેલવેનો કેટલોએક બંડોજ હતો. તે મેં ૧૦૪ને ભાવે વેચ્યો, ને તેને બદલે બદલે ૯૧ને ભાવે ત્રણ ટકાની લોન ખરીદ કરી; પછી ૨૫ને ભાવે ત્રણ ટકાની લોન વેચી દીધી, અને તેને બદલે ફરીથી ૧૦૫ને ભાવે રેલવેનો બંડોજ વેચાથો લીધો, તો તેને માલૂમ પડયું કે એ પ્રમાણે કરવાથી મને ૫૦ પૌંડ નફો થયો, ત્યારે રેલવેનો બંડોજ

કેટલાનો હતો?

૨જો. એક નદીમાં ભરતી ચઢે છે, તેની સાથે તેમાં એક પદાર્થ છે; એક મછવો ભરતીની સામે ચાલે છે, ને ૯ મિનિટમાં તે મછવો તે પદાર્થથી એક મૈલને અંતરે જાય છે, અને બીજા ૩૫ મિનિટમાં $૨\frac{૧}{૨}$ મૈલને છેટે જઈને પાછો આવે છે તો શોધી કાઢો કે તે મછવો કલાકે કેટલા મૈલના વેગથી પાછો જાય છે. ધારો કે જુવાળનું પાણી એક સરખા વેગથી એકજ દિશાએ ચઢે છે.

૩જો. વ્યવહારી અને દશાંશ અપૂર્ણાંકમાં શો તફાવત છે તે વિસ્તારે સમજાવો; અને એ વિના બીજી કોઇ જાતનાં અપૂર્ણાંક થઇ શકે કે નહિ, તે પણ સમજૂતી સાથે બતાવો.

૪થો. અહેમદાવાદ અને સુરત વચ્ચે ૧૨૦ મૈલનું અંતર છે, એક ટ્રેન સુરતથી બે વાગે નીકળીને કલાકે ૨૫ મૈલના વેગથી જાય છે, હવે બીજી ટ્રેન ૫૦ મિનિટે ૧૫ મૈલના વેગથી ચાલનારી છે તો તે પેહેલી ટ્રેન કરતાં કેટલી વેહેલી નીકળે કે તેનાથી તે પકડાય નહિ.

૫મો. એક ચારકના પાછલા પૈડાના વ્યાસના $\frac{૪}{૫}$ જેટલો આગલા પૈડાનો વ્યાસ છે આગલાં પૈડાં $\frac{૩}{૪}$ મૈલ જતાં ૫૨૮ આંટા ફરે છે, તો એ પ્રમાણે પાછલાં પૈડાં એક મૈલ જતાં કેટલા આંટા ફરશે, અને દરેક પૈડાંનો પરિઘ કેટલો?

## અક્ષરગણિત.

૧લો. $\left.\begin{matrix}\frac{ક્ષ}{૩}-\frac{ય}{૨}=૧\\ ક્ષ-ય=૧૯\end{matrix}\right\}$ આમાં ક્ષ અને યની કિમ્મત.

૨જો. $૪ક્ષ-\frac{૧}{૨}(ક્ષ-૨)-[૨ક્ષ-(\frac{૧}{૪}ક્ષ-\frac{૨}{૨૮}\{૧૬-\frac{૧}{૨}(ક્ષ+૪)\})]=\frac{૩}{૪}(ક્ષ+૨)$

૩જો. એક મજૂરે બે ખાઇ ખોદી તેમાંની એક બીજી કરતાં ૬ યાર્ડ વધારે લાંબી હતી; તે બંનેની મજૂરી ૧૭ પૌંડ ૧૬ શિલિંગ પડ્યાં, ત્યારે તેને એવું માલૂમ પડ્યું કે જેટલા યાર્ડ દરેક ખાઇની લંબાઇ હતી તેટલા શિલિંગ દર યાર્ડ પડ્યા, ત્યારે દરેક ખાઇની લંબાઇ કેટલી?

૪થો. કેટલાક ભીખારીઓને ૧૨૯ રૂપીઆ આ રીતે વહેંચી આપી:

થાય છે; એકતો દરેક પુરૂષને ૧૬ રૂપિઓ ને દરેક બાઇડીઅને છોકરૂં મળીને ¾ રૂપિઓ; વળી દરેક બાઇડીને ¾ રૂપિઆ ને દરેક પુરૂષ તથા છોકરૂં મળીને ½ રૂપિઓ; અને વળી દરેક છોકરાને ¾ રૂપિઆ, તથા દરેક પુરૂષ અને સ્ત્રી મળીને ¾ રૂપિઓ, એ ત્રણ રીતે. તો બધા મળીને બીખારી કેટલાં.

## ભૂમિતિ.

૧લો. બીજી બૂકની ચોથી પ્રતિજ્ઞા સિદ્ધ કરો.

૨જો. ત્રિકોણની બે બાજુઓ આપેલી છે તે ઉપરથી સિદ્ધ કરો કે બીજા બધી જાતના ત્રિકોણો કરતાં તે બે બાજુઓનો અંતર ખૂણો કાટખૂણો હોય તો તે ત્રિકોણ સૌથી મોટો થશે.

૩જો. એક આપેલી અંતવાન સિધિ લીટીના ત્રણ સરખા ભાગ કરો

૪થો. પેહેલી બૂકની ૪૮મી, ૩૨મી, ૩૬મી પ્રતિજ્ઞાના મથાળાં લખો

## વ્યાકરણ

૧લો. પ્રેરણાર્થ સહાભેદ અને દ્વિત્વ પ્રેરણાર્થભેદ ઉદાહરણ રીતે સમજાવો.

૨જો. સામાન્ય કૃદંત વિશે ટેલરકૃત વ્યાકરણમાં શું લખ્યુંછે.

૩જો. સંયુક્ત ક્રિયાપદ અને તેના સંબંધમાં વિકૃત અને વિકાર સમજાવો.

૪થો. મધ્યમ શબ્દો અને પ્રધાન શબ્દો કોને કહે છે.

૫મો. ભિન્નાર્થ દર્શક શબ્દો અને તેમના ઉપવર્ગો સમજાવો.

૬ઠો. ઉપસર્ગનો ઉપયોગ હૃ ધાતુ લઇને સમજાવો. ૧

૭મો. નીચેના વાક્યનું પદચ્છેદ કરો. ૧

તરસમાં અગીઆર દિવસની ઘટ પડતી હતી, એ ભૂલ સુધારીને ૧૭૫૨માં ૩૬૫ દિવસનું વરસ ઠરાવ્યું. કુલ માર્ક ૫૫

## વાક્યરચના.

૮મો. ગુરૂ વિરામ, વૃદ્ધિ વિરામ, અને ગુરૂ રેખા સમજાવો. ૧

૯મો. અન્વય એટલે શું? અને તેના હરકોઈ ચાર નિયમો લખો. ૧૦

૧૦મો. નીચેના વાક્યનું પ્રથક્કરણ કરો. ૧૦

એ કોપ ધીમો પાડવાને રાજાએ પોતાના મુખ્ય પ્રધાનની બાગ આપ્યો.

૧૧મો. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ રીતિ વિશે નિબંધ એક ગતિ તથા એક ભુજંગીછંદ સહીત લખો. ૨૦

૪૫

## ભૂગોળ.

૧લો. કેંબ્રિજ, બ્રિસ્ટલ, ડંડી, લિમરિક, બ્રિસ્ટલ, ક્રેસિ, તૂલોન, કોરોના, ઓપોર્ટો, માગડેબર્ગ, પેલિઆ, મગદલા, સેડાન, રીચમંડ, ઓસ્તેન્ડ, ન્યુઓર્લીન્સ, જદ્દા, વેલોર, દાહોદ, અને અમરપુર એ શું છે અને ક્યાં છે? ૫

૨જો. એશિઆની કઇ નદીઓ ઉત્તર દિશામાં વહે છે અને કઇ નદીઓ પશ્ચિમ દિશામાં વહે છે? ૪

૩જો. અમેરિકાની કઇ કઇ નદીઓ સરોવરમાં પડે છે અને કઇ કઇ સમુદ્રમાં પડે છે? ૪

૪થો. જળ માર્ગે લંડનથી પોર્ટ બ્લેર માર્ગે જતાં વચમાં કયા સમુદ્રો, ખાડીઓ, અખાતે વગેરે આવશે? ૩

૫મો. ઇંગ્લાંડના કિનારા ઉપર આવેલાં બંદરો, ખાડીઓ, અને ભુશિરોના નામ લખો? ૫

૬ઠો. ભૂસ્તર ભૂગોળમાં શાનું વર્ણન આવે છે? ૪

૭મો. પૃથ્વીની સપાટીનું ક્ષેત્રફળ, તેમાં સુકી જમીનનું કેટલું અને પાણી નીચે રહેલાનું કેટલું; ઉત્તર ગોળાર્ધમાં અને દક્ષિણ ગોળાર્ધમાં જમીન અને પાણીનું ક્ષેત્રફળ કેટલું? ૩

૮મો. ઉત્તર અને દક્ષિણ ગોળાર્ધના કિનારાનો મુકાબલો કરો? ૨

૩૦

## ઈતિહાસ.

૧લો. બ્રિટન નામ બદલાઇ ઇંગ્લાંડ શાથી પડ્યું, અને હાલના અંગ્રેજો કોણ છે અને ક્યાંથી આવેલા? ૩

૨જો. નોર્મનો કોણ હતા અને તેઓએ ઈંગ્લાંડ દેશ ક્યારે જીત્યો? ૨

૩જો. માગના ચાર્ટા અને ફ્યુડલ લા ટૂંકામાં સમજાવો? ૬

૪થો. લાંકાસ્ટર અને યોર્ક વંશના રાજાઓનાં નામ તથા તેઓનાં ગાદીએ બેસવાનાં વર્ષ લખો? ૫

૫મો. ટ્યુડર વંશના વખતમાં ધર્મ સંબંધી જુલમ કોણે કર્યા ને તે કેવા પ્રકારનો હતો: ૫

૬ઠો. પેહેલા જેમ્સ રાજાની છેલ્લી પાર્લેમેન્ટમાં કામન્સે પોતાના દફતરમાં પોતાના હકની બાબતમાં શો ઠરાવ લખ્યો? ૪

૭મો. નેપોલીઅન, વેલિંગટન, અને નેલ્સનની મોટી લડાઈઓનાં નામ અને વરસ લખો? ૬

૮મો. નવારિનોની લડાઈ ક્યાં થઈ શા વાસ્તે થઈ અને તે કોની કોની વચ્ચે થઈ? ૪

૯મો. શન ૧૮૩૦ માં ફ્રાંન્સમાં કયો રાજા હતો અને તેને શા વાસ્તે લોકોએ કાઢી મૂક્યો? ૫

## વીદ્યા.

૧ લો. મ્યુરલ સર્કલનું આકૃતિ સાથે વર્ણન કરો, અને તેના ઉપયોગ સમજાવો. ૧૪

૨ જો. લાપલાંડ અને પેરૂ તરફ ફ્રેન્ચ સરકારે વિદ્વાનોને પૃથ્વીની આકૃતિની તપાસને માટે માપ કરવા સારૂ મોકલ્યા હતા તેથી શું સમજાયું? તે વિસ્તારથી લખો. ૮

૩ જો. સૂર્યને કેટલી જાતની ગતિ છે ને તે કયી દિશામાં છે તે લખો. ૬

૪ થો. પાણી સાથે વસ્તુઓનું ગુરૂત્વ, એનો અર્થ શો, અને એ રીતે સૌથી ભારે પદાર્થ કયો અને હલકો કયો. ૭

૫ મો. લોઢાની ભૂકી જો ધીમેથી પાણી ઉપર મૂકી હોય તો તે શા માટે તરેછે? કેશાકર્ષણ એટલે શું? અને એના થોડાએક દાખલા આપો. ૯

૬ ઠો. વાદળાં બનેછે તે વિષે જાણતાં હો તે લખો, અને વાદળાંની વીજળી શી રીતે થાય છે તે વિષે જાણતા હો તે લખો. ૬

૫૦

નિશાળ પદ્ધતિ. (બીજા તથા પહેલા વર્ગ વાળાને.)

૧. દશ છોકરાના એક વર્ગનું જુલાઇ ૧૮૭૨ને સારૂ રજીસ્ટર તૈયાર કરો, અને તેમાં નાતવારી, સરાસરી હાજરી, અને ફીની હકીકત જણાવો. બે છોકરા બ્રાહ્મણના છે, ૬ એકુત લોકલફંડમાં ભરનારાના, ને બે મોચીના છે. એમાંના છ આખો મહીનો હાજર હતા, અને એક ચાર દાહાડા રજાવિના ગેરહાજર, એક ચૌદ દાહાડા માંદો, અને બે ત્રણ દાહાડા સુધી અર્ધા અર્ધા વખત માંદા હતા. ૧૨

૨. ધારો કે તમારા હાથે નીચે ૨૫ છોકરાની નિશાળ છે. તેમાંના ૩ પાંચમી, ૫ ચોથી, ૬ ત્રીજી, ૧ બીજી, ૨ પેહેલી, અને બાકીના આંક શીખે છે. તમને શીખવવામાં મદદ કરવાને એક શિક્ષક આપ્યો છે. હવે એ નિશાળનું કાળપત્રક કરી બતાવો. ૧૩

૩. નામ, ક્રિયાપદ, વિશેષણ, અને ક્રિયાવિશેષણનો ભેદ ઓળખતાં છોકરાને શી રીતે શીખવશો? ૮

૪. જે છોકરો નકશાથી અજાણ્યો છે તેને નકશો એટલે શું એ શી રીતે સમજાવશો? ૧૦

૫. વાંચનમાં કઇ કઇ મુખ્ય ભૂલ ન થાય એ વાતની તપાસ રાખવાની છે? ૮

૬. નિશાળમાં કઇ કઇ જાતની શિક્ષા થઇ શકે, અને મેહેતાજીએ શિક્ષા કરતી વખતે કઇ બાબતો ઉપર નજર રાખવી જોઇએ? ૧૨

૭. મેહેતાજી ભણાવતી વખતે નિશાળીઆના કયા સ્વભાવ તથા ગુણનો લાભ લઇ શકે, અને તે શી રીતે? ૧૦

૮. ગામડાના લોકો પોતાના છોકરાને નિશાળે મોકલે એ માટે તમે તેમના આગળ શી રીતે વાદ કરશો? ૧૦

૯. જે શીખવવું હોય તે બધું કયા પ્રકારે શીખવવું જોઇએ તે કહો. થોડાએક દાખલા જે કહો તેના આપજો. ૧૦

૧૦. ક્યારે અને શી રીતે કાળાપાટીયાનો ઉપયોગ કરવો જોઇએ?

# અંકગણિત.

## પેહેલા વર્ષનો ક્રમ.

૧. ત્રણ માણસે ૬૦ પોંડ ૧૦ શીલીંગ માટે એક જમીનનો કકડો ભાડે રાખ્યો; તેમાં બ એ ૫ ઘેટાં ૪$\frac{૧}{૨}$ મહીના વ એ ૮ ઘેટાં ૫ મહીના અને ક એ ૯ ઘેટાં ૬$\frac{૧}{૨}$ મહીના ચરાવ્યાં, ત્યારે દરેક જણને શું ભાડું પડ્યું! ૧૫

૨. એક ચોરસ વાર જગાને ચોરસાં જડવાને ૪૫ ઈંટો જોઈએ છે તો બીજી એક જગા જે ૩૪ ફુટ લાંબી અને ૧૪ ફુટ પોહોળી છે ને તેમાં ફરતી ૨ ફુટ પોહોળાઈની ચાલ રાખીને ઈંટો જડવીછે તો તે કેટલી જોઈશું. ૧૫

૩. $\sqrt{\frac{૧}{૨}}$ અને $\sqrt[૩]{\frac{૧}{૩}}$ એ બેની બાદબાકી કેટલી. ૧૫

૪. વ્યવહારી અપૂર્ણાંકોની સરવાળો કે બાદબાકી કરતી વેળા સમચ્છેદ કરવા પડે છે તથા બે અપૂર્ણાંકોનો ભાગાકાર કરતી વખતે ભાજકને ઉલટાવી ભાજ્ય સાથે ગુણાકાર કરો છો તેનું શું કારણ. ૨૦

૫. એક વજીફો વરસે ૯૨ પોંડ ગણોતે આપ્યો છે; ગણોતીઓ બે વરસનું ગણોત પાંચ ટકાના વ્યાજ સાથે સામટું આપે છે; વજીફેદાર બંગલાની મરામત સારૂ તે રકમનો $\frac{૧}{૬}$ તથા બાકી રહે છે તેનો $\frac{૧}{૩}$ બળી દુરસ્ત કરવાને, તથા ૨ પોંડ ૩ શીલીંગ ૪ પેન્સ બીજા પરચુરણ કામમાં ખરચે છે, ત્યારે તેની પાસે સીલક કેટલી રહેશે તે કહે. ૨૦

૬. ૪$\frac{૧}{૩}$ ગીની, ૩$\frac{૩}{૪}$ શીલીંગ, અને ૨$\frac{૧}{૨}$ પેન્સ એ બધાને એક રૂપીઆના દશાંશનું રૂપ આપો. ૧૫

## અક્ષરગણિત.—પેહેલા વર્ષનો ક્રમ.

૧ $\left(૨\,अब+क-\frac{ड-बक}{अ-ब}\right)૨\,अ+ड$ એને શુદ્ધ અપૂર્ણ બીજનું રૂપ આપ.

૨ $(अ^{૨}+૨\,अक+क^{૨})$ અને $अ^{૨}-क^{૨}$ એણે ગુણીને તે ગુણાકારને $अ+क$ એ ભાગ

૩ $\frac{\sqrt{ज्ञ}+\sqrt{२क-ड^{२}+क्ष^{२}+प^{३}}}{व\ ड\ क}(क्ष+प^{२})$ એ પ.મા. $न=१३$ $क=५$

$ड=१$ $=३$ $य=५$ છે તો એ એની કીમત કહાડ.

૪ $क्ष^{२}+३य\ क्ष^{२}य^{२}+य^{३}$, અને $क्ष^{३}-य^{४}$, એનો દૃઢભાજક કહાડ.

## ભૂમિતિ.—પેહેલા વર્ષનો ક્રમ.

૧ નાચે લખેલા શબ્દોની વ્યાખ્યા. ૧૨

વિષમ બાજુ ત્રિકોણ          પ્રત્યક્ષ પ્રમાણ

કૃત્ય          રાંબસ          ગોળ

સાંકડ ખુણો

૨ નવમી, બારમી, અને સતરમી પ્રતિજ્ઞાઓના ગધાળા લખો. ૧૮

૩ અગીઆરમી અથવા ઓગણીશમી પ્રતિજ્ઞા સિદ્ધ કરી. ૨૦

## પેહેલા વર્ષનો વર્ગ—વ્યાકરણ.

૧. ક્રિયાપદના અર્થ અથવા વાચના નામ લખો અને તેઓના અર્થ સમજાવો. ૬

૨. કૃદંત એટલે શું? ૪

૩. દ્વિત્વ વર્તમાન અને વિશેષ દ્વિત્વ ભૂત ઉદાહરણ સાથે સમજાવો. ૧૦

૪. કર્મણી પ્રયોગ ક્યારે થાય? ૫

૫. ક્રિયાવિશેષણના કેટલા વિભાગ અર્થને ધોરણે ટેલરકૃતમાં કહ્યા છે? ૧૦

૬. ભાવ વાચક નામ કેટલી રીતે થાય છે તે સમજાવો. ૮

૭. "એવી નીમકહરામીથી દેશના લોક બહુ ક્રોધ્યા, અને પોતાથી બની શકે તેટલી તઈઆરી કરી જુદ્ધ કરવાને ઉભા થયા" પદચ્છેદ. ૧૭

૮ શુદ્ધ વાક્ય કોને કેહે છે, અને તે ।। પ્રકાર છે તેના નામ ઉદાહરણ સાથે. ૫

૯. શબ્દના અનુક્રમના હરકોઇ બે નિયમ લખો અને સમજાવો.

૧૦. કોઇ વાક્યમાં બે વિષય પદછે અને તેઓની વચે વિભક્તિ કરીને સંબંધ થયોછે તો એમાંનું પેહેલું કયું લખવું અને બીજું કયું લખવું તે ઉદાહરણ સાથે લખો.

૧૧. સંયુક્ત વાક્યમાં ઉપવાક્ય પેહેલું અને મુખ્ય વાક્ય પછી કયે આવે?

૧૨ 'મેહેતાજી તમને બોલાવેછે,' એ વાક્યનું પ્રથક્કરણ કરો.

૧૩. એક સાદો પત્ર લખો ને તેમાં રેલવેના ફાયદા સમજાવો.

## પેહેલા વર્ષનો વર્ગ—ભૂગોળ.

૧. પૃથ્વીના મુખ્ય પર્વતોનાં નામ અને ઠેકાણાં લખો?

૨. ટેરાડેલફ્યુગો, સેંતહેલીના, પનામા, ડેન્યુબ, મીસિસીપી, કેપ ટાઉન, રહોન આલ્પેસ, સીદની, તંબકટુ, સોહરા તથા થરપારકર એ શુંછે ને કયાં છે?

૩. ભૂમધ્ય સમુદ્રમાં કઇ નદીઓ પડે છે?

૪. ઓર્મઝ, બર્મુડાસ, બાહામા, લકદીવ્સ, હોટેહીટી તથા ફીલીપાઇન બેટો કયાં છે?

૫.. પૃથ્વીનું માપ શી રીતે ઠહરાવ્યું હશે?

૬. અક્ષાંશ કોને કહેવા અને રેખાંશ કોને કહેવા?

૭. ૫૦, ૫૯ અને ૬૮ અંશ સમોષ્ણ રેષા કઈ વનસ્પતિઓ મર્યાદા દેખાડે છે?

૮. ગોબી અથવા કોબીના રણનું વર્ણન કરો?

## પેહેલું વર્ષ.—ઈતિહાસ.

૧લો. સારડાના પેલસ કઇ સાલમાં ગાદીએ આવ્યો અને એ શું થયું?

૨જો. બાબિલન અને નિનેવેનું રાજ કોણે અને ક્યારે ફરી ભેળા કીધું?

૩જો. ક્યા વર્ષમાં મુસા મિસરથી પોતાના દેશમાં પાછો આ-વ્યો! ૨

૪થો. સાળાક્સ કોણ હતો, તેણે શું કર્યું, અને ક્યારે હતો!. ૩

૫મો. લીડિયા પ્રાંત ક્યાં હતો! એની રાજધાનીનુ નામ અને તે રાજધાની ઇરાની પાદશાહે ક્યારે જીતી લીધી. ૪

૬ઠો. સોલન, લૈકરગસ, કૈખુશરૂ, હાનીબાલ, જુલીઅસસીઝર એ કોણ હતા અને શાને માટે પ્રખ્યાત છે? ૫

૭મો. કઇ કઇ મોટી લડાઇમાં અને ક્યા વર્ષમાં ગ્રીસના લોકો એ ઇરાની લોકોની ફોજોને પાછી કાઢીઓ.! ૪

૮મો. જહાંગીરના અમલનું ટૂંકુ વર્ણન! ૫

૯મો. મીરજાફર, ક્લાઇવ, અને ડુ'તી એ શાને માટે પ્રખ્યાત છે! ૬

૧૦મો. વાસ્કો ડિ ગામા હિંદુસ્તાનમાં ક્યારે આવ્યો અને તેણે શાં કામ કર્યાં. ૬

૧૧મો. અંગ્રેજને બંગાળાનું રાજ ક્યારે મળ્યું અને ત્યાર પછી મુલકી તથા લશ્કરીખાતામાં શા ફેરફાર થયા ને કોણે કર્યા.! ૫

૪૫.

## પેહેલા વર્ષનો ક્રમ.

### વિદ્યા.

૧. ગૃહ કેટલા છે. અને તેમાંના મોટામોટા સૂર્યથી કેટલા કેટલા દૂર છે તે કહો. ૬

૨. પૃથ્વીને કેટલી ગતિછે, અને એ દરેક ગતિથી પૃથ્વી ઉપરશું શું થાયછે! ૬

૩. નેબ્યુલા, ચંદ્ર, સ્થિરતારા, અને ધૂમકેતુ એ શું છે? આકાશના પદાર્થો ક્યા આકારમાં ફરે છે? ૬

૪. પૃથ્વી ઉપગોળ છે તેની સાબીતી આપો. ૬

૫. ખડકોના ક્યા ક્યા મોટા વર્ગ પાડેલા છે? પૃથ્વીના વચલા ભા-

ગમાં ધારવા પ્રમાણે શું હશે? એ ધારણાનાં કારણ પણ કહેજો. ૧૨

૬. પદાર્થના સામાન્ય ગુણ લખો. ૬

૭. વીજળી કેટલી જાતની છે, અને તે શી રીતે ઉત્પન્ન થાયછે? ૫

૮. વરસાદ શુંછે? અને તેનાં કારણ સમજાવો. ૫

## પ્રવેશક વર્ષનો વર્ગ—અંકગણિત.

૧ $\frac{\frac{૨}{૩}\text{ ના } \frac{૩}{૭} + \frac{૫}{૭}\text{ ના } \frac{૧૪}{૧૫}}{\frac{૫}{૭}\text{ ના } \frac{૬}{૭} + \frac{૪}{૫}\text{ ના } \frac{૩}{૮}} \times \frac{૧}{૧૬}$ ના ૮૮૦ ૬૩ના $\frac{૪૬}{૨૮૧}$ એને સાદા અપૂર્ણાંકનું રૂપ આપો.

૨ ૧૨૪ માણસ રોજ ૧૧ કલાક પ્રમાણે કામ કરતાં ૧૧૦ વાર લાંબી ૩ ફુટ પોહોળી ૪ ફુટ ઉંડી ખાઈ ૫ દિવસમાં ખોદી રહેછે. તો એથી અર્ધા માણસે ૭ દિવસમાં રોજ ૯ કલાક પ્રમાણે કામ કરતાં જે ખાઈ પૂરી કીધી તેમાં કેટલા ફુટ પાણી માશે.

૩ દર સેંકડે દર વર્ષે ૫ ટકાના સાદા વ્યાજે ૧૨૫ રૂપિઆ કેટલે વર્ષે બમણા થશે. ૨૦

૪ ૪૫૯૬૮।।।=÷૯૧૮।=। ૨૦

કુલ ૧૦૦

## વ્યાકરણ.

૧ બહુવચનમાંજ રેહેનારાં નામો લખો. ૨

૨ "કોણ" શબ્દનું રૂપાખ્યાન લખો. ૨

૩ ટેલર વ્યાકરણ પ્રમાણે બહુવચન કરવાના પ્રકાર લખો. ૫

૪ વિષયપદ, નામ, વિશેષણની ટેલરવ્યાકરણ પ્રમાણે વ્યાખ્યા લખો. ૩

૫ પ્રયોગના દાખલા આપીને સમજાવો. અને ભૂતકાળમાં કર્મણીપ્રયોગ ન થતો હોય એવા ચાર દાખલા આપો. ૮

કુલ ૨૦

## પ્રવેશક વર્ષનો વર્ગ—ભૂગોળ વિદ્યા.

૧. હિંદી મહાસાગરના કિનારા પરનાં દેશ ને તેની રાજ્યધાનીનાં

જીલ્હેરો લખો, ૧૦

૨. આટલાન્ટિક મહાસાગરને કયી કયી નદીઓ મળેછે ને તે કયા કયા દેશમાં થઇને આવેછે. ૧૬

૩. એશિઆ ખંડના મુખ્યભૂશિરનાં નામ આપો. ને કહો કે તે કયાં આવ્યા છે, ૧૨

૪. મુર્શિદાબાદ, પૉંડીચેરી, બીવરપુલ, એડન, વેનીસ, અને કંતાન એ કયાછે; ને શાને માટે પ્રખ્યાતછે. ૧૨

કુલ ૫૦

## ઈતિહાસ.

૧. શીલાદિત્ય, જેશીખરી, વનરાજ, પતેરાવલ, મંડળીક અને મહમદ બેગડો કયાંના રાજા હતા અને કયારે મરી ગયા? ૬

૨. મહમદ ગજનવીએ હિંદુસ્તાનમાં આવી કયે કયે ઠેકાણે લોકની મીલકત લુટી, તથા દેહેરાં તોડયાં અને લોકને ગુલામ કરી તેમની ખરાબી કરી તથા એના જેવા બીજા મોટા ચોર અને લુટારા કયારે આવ્યા હતા અને તેમાંના કોણ એનાથીએ નઠારા અને ઘાતકી હતા? ૮

૩. શીરશાહ વિષે જાણતા હોય તે લખો. ૪

૪. ગુજરાતમાં ચાવડાવંશની પછી જે વંશ ગાદીએ આવ્યો તેનુ નામ, તેના કયા પુરૂષોએ કેટલા વર્ષ રાજ કર્યું ૮

૫. ગુજરાતના મુસલમાન પાદશાહઓમાં પેહેલો કોણ અને છેલ્લો કોણ અને એ છેલ્લાને કોણે વધ કર્યો? ૩

૬. અકબર અને ઔરંગજેબનો મુકાબલો કરો, તથા તેમના રાજ્યના મુખ્ય બનાવો લખો. ૮

૭. ગુજરાતમાં ગાયકવાડ તથા અંગ્રેજની સત્તાની સ્થાપનાનું ટુંકું વર્ણન કરો

## ટ્રેનિંગકોલેજની પ્રવેશક પરીક્ષા.

### અંકગણિત (બે કલાક.)

૧ જો ૮ માણસ ૧૦૦ પક્ષ લાંબી ૩ પક્ષ પોહોળી અને ૪ પક્ષ

૬ પાંચ ઊંડી ખાઇ ૯ દહાડામાં ખોદે તો ૮૦ ફુટ લાંબી ૫ ફુટ પોહોળી અને ૭ ફુટ ઊંડી ખાઇ ૫½ દહાડામાં ખોદવાને કેટલા માણસ જોઇએ. ૧૨

૨ ૪¾ ટકાને હિસાબે ૮૧૨ પૌંડ ૧૦ શીલીંગ ૧૦ પેન્સનું વ્યાજ ૭૭૧ પૌંડ ૧૮ શીલીંગ ૩¾ પેન્સ થવાને કેટલી મુદત લાગશે ૧૨

૩ શાકભાજી વાગને ભાવે ૨૩૬ વાર લુગડું લીધું અને તેમાંથી ¼ લુગડું ૫) ને ભાવે વેચ્યું તથા ⅓ લુગડું ૪ા રૂપીએ વાર વેચ્યું તથા બાકી રહ્યું તે ૩ા રૂપીએ વાર વેચ્યું ત્યારે તે બધા ઉપર સેંકડે નફો કે નુકશાન શું થયું ૨૦

૪ ૩૦૦ રૂપીઆ ત્રણ જણને વેહેંચી આપવા છે એવી રીતે કે પેહેલાને બીજાના કરતા બમણા અને ત્રીજાને પેહલા તથા બીજાને જે મળે તેની બમણાઇ બરાબર ત્યારે દરેકને શું મળશે.

૫ ૩ કલાક ૩ મિનિટ ૨¼ સેકંડ એને દહાડાના દશાંશનું રૂપ આપ. ૧૦

૬ $(૧\frac{૧}{૨}-\frac{૨}{૩}ના\frac{૩}{૫}+\frac{૧}{૪}-\frac{૨}{૫}ના\frac{૫}{૬}-\frac{૩}{૪})$ ૩$\frac{૮}{૧૨}$ એ બધાને દશાંશનું રૂપ આપ. ૧૦

—

૭૫

## વ્યાકરણ (એક કલાક)

૧. ત્રીજી—પાંચમી—સાતમી વિભક્તિ કયા કયા અર્થમાં કામ લાગે છે તે ઉદાહરણ સાથે સમજાવો (હોપ વ્યાકરણ સિવાએના દાખલા લખવા.) ૮

૨. શબ્દ ભેદમાંથી મૂળ ભેદમાં કરવાને શો ફેરફાર થાય છે તે સમજાવો. ૮

૩. વિશેષણ વિશે વાક્ય રચનામાં કયા નિયમ છે તે લખો ને (ચોપડી શિવાયના) બીજા દાખલા આપી સમજાવો. ૮

૪. આ નીચેના વાક્યો સુધારો ને તેના કારણ બતાવો ૮

તારા શેઠ એ કામ કરયું.

રામેને તારો જીભ જતો રહે.

છોકરે ને છોકરી નાઠી.

માબાપ બહુ નઠારી નીવડ્યો.
હુ છોકરાને કહેવા ગયો પણ તેમણે માન્યું નહીં.

૫, "વિશ્વાસ રાખ્યાથી કામ સુધરે કે બગડે તે માણસના સ્વભાવ ઉપર આધાર રાખે છે." એનો પદચ્છેદ. ૮

૪૦

## ભૂગોળ

૧. સુંબાઈ ઈલાકાના મુખ્ય શેહેરો અને તેઓ શાન શાને માટે પ્રખ્યાત છે. ૧૦

૨. પૃથ્વી ઉપરના કયા પર્વતોની લંબાઈ ઉત્તર દક્ષિણ છે અને કયાની પૂર્વ પશ્ચિમ છે. ૮

૩. જમૈકા, હડસન, ઓનીફ્રેશીઓ રંગુન, માડાગાસ્કર, કેલીફોરનીઆ, આઇસલાંડ, લાપલાંડ, ગ્રીનલાંડ, અને સુદાન શું છે અને કયા છે. ૧૦

૪. હિંદુસ્તાનની મુખ્ય નદીઓનાં નામ તેઓ કયાથી નીકળે છે અને અંતે કયા સમુદ્રોમાં પડે છે, ૫

૫. એશીઆના કાંઠા ઉપર આવેલા તમામ દેશોના નામ અનુક્રમે લખો. ૫

૬. ભૂમધ્ય સમુદ્રના દ્વિપો તથા દ્વિપકલ્પો. ૭

૭, ગુજરાતમા પેદા થનારી મુખ્ય જણસો ખેતીની તથા કારીગરીની, એમાની કઈ કઈ આસપાસના પ્રાંતોમા તથા પરદેશોમા જાયછે. ૫

## ઈતિહાસ. (કલાક ૨॥)

૧. આનંદ વંશના રાજાઓના નામ તથા ગાદીએ બેસવાના વર્ષ લખો. ૮

૨, સિદ્ધરાજના અમલનુ ટૂંકું વર્ણન કરો ૫

૩. ગુજરાતના સુલતાન બહાદૂરશાહના કારકિર્દીનો હેવાલ ટુંકામા લખો ૫

૪. દીલ્હીના મુસલમાન બાદશાહનાં નામ અને ગાદી વર્ષ લખો. ૧૨

૫. ગાયકવાડની ઉત્પત્તિ અને આજ સુધી થયેલા ગાયકવાડ રાજાઓના નામ લખો. ૮

૬. ઇંગ્રેજ સરકારને ગાયકવાડ તથા પેશ્વા તરફથી ગુજરાતમાં મુલક મળ્યો તેનો વિગતવાર હેવાલ લખો ૧૨

---

## पुस्तकोनी पहोंच.

હિંદુસ્તાનના ઇતિહાસનો સંક્ષેપ બનાવનાર ભાઈશંકર કાશીરામ, અમદાવાદ નં. ૨ જાની સરકારી નિશાળના મહેતાજી. કિંમત ૫ાા આના. પૃષ્ઠ ૧૦૨

હિંદુસ્તાનનો સંક્ષેપ ઇતિહાસ બનાવનાર સાંકળચંદ વિઠ્ઠલદાસ, ડમાસ્તર તાલુકા સ્કુલ કાલોલ કિંમત. ૬ આના પૃષ્ઠ ૮૯

હિંદુસ્તાનના ઇતિહાસનો સંક્ષેપ પ્રશ્નોત્તર રૂપે બનાવનાર મહાશંકર ઇશ્વર. કિંમત ૬ આના. પૃષ્ઠ. ૧૦૨

એ ત્રણે ચોપડીઓ ના ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગને રચેલી જણાય છે. બધામાં મોરિસ કૃત ઇતિહાસનો વિષય વધારે છે. ત્રણેનો મુકાબલો કરી દરેકની યોગ્યતા વિષે વિચાર આપવાની જગા નથી.